# વિશેષાંજલિ

•

સુંદરજી ગો. બેટાઈ

## લેખકનાં અન્ય પુસ્તકો:

**જ્યોતિ-રેખા :** (આવૃત્તિ બીજી)

[સુલોચનાનું લોચનદાન, સિદ્ધાર્થનું સ્વપ્ન વગેરે ખંડકાવ્યોનો સંગ્રહ, સ્વ. નરસિંહરાવભાઈના 'પરિચય' લેખ સહિત.]

**ઇંદ્રધનુ :**

['ઇંદ્રધનુ' અને બીજાં એકસો અગિયાર કાવ્યોનો સંગ્રહ.]

**ગુજરાતી સાહિત્યમાં સૉનેટ્ :** (અપ્રાપ્ય)

[ગુજરાતી સાહિત્યમાં સૉનેટનો વિકાસક્રમ દર્શાવનારો નિબન્ધ, જુદા જુદા લેખકોની એકંદર અઢાર સૉનેટકૃતિઓ સહિત.]

**સુવર્ણમેઘ :** (હવે છપાશે)

[જુદે જુદે વખતે લખાયેલા વિવેચનલેખોનો સંગ્રહ.]

**ધમ્મપદ :** (હવે છપાશે)

[ધમ્મપદનું સમશ્લોકી ભાષાન્તર.]

# વિશેષાંજલિ

ઇંદ્રધનુ પછીનો કાવ્યસંગ્રહ

સુંદરજી ગો. બેટાઈ

हृदयमं ज्योतियां ज्योतिरेकं
तन्मे मनः शिवसंकल्पमस्तु।

આર. આર. શેઠની કંપની
બુકસેલર્સ ઍન્ડ પબ્લિશર્સ
કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨

પહેલી આવૃત્તિ ૧૧૫૦ : સપ્ટેમ્બર ૧૯૫૨

રૂ. ૬-૦-૦




: મુદ્રક :

રેવાશંકર હરિશંકર જોની, શ્રી ગ્રામલક્ષ્મી પ્રિન્ટિંગ પ્રેસ

સોનગઢ (સૌરાષ્ટ્ર)

# અર્પણ

હૈયાભોમ નિતાન્ત ઊષર હતી વેરાનશી વિસ્તરી;
સદ્ભાવસ્રવણે વળી રસ ભરી જેણે સુધન્યા કરી,
જાણીને અણજાણતાં જ અથવા અંગાર ચાંપી કસી
જેણે, તે સ્વજનો અને પરજનો બેઉ સ્મરી મંડલી
આભારે સમ-ભાવથી ઉભયને અર્પું નિક્ષેપાઞ્જલિ.

# નિવેદન

'ઇંદ્રધનુ' પછીનાં કાવ્યોનો સંગ્રહ અહીં 'વિશેષાંજલિ' રૂપે બહાર પડે છે. છેલ્લાં દશબાર વર્ષોના ગાળામાં આ સંગ્રહમાંની અનેક કૃતિઓ પ્રસ્થાન, સંસ્કૃતિ ઇત્યાદિ સામયિકોમાં જુદે જુદે વખતે પ્રગટ થઈ હતી અને કેટલીક પહેલી જ વાર અહીં પ્રકાશ પામે છે. પૂર્વે પ્રગટ થઈ ગયેલી કૃતિઓના પાઠ અહીંતહીં ફેરવ્યા છે એટલે તે તે કૃતિનો પ્રમાણભૂત પાઠ આ સંગ્રહમાં જ જોવાની વિનંતી છે.

'વિશેષાંજલિ'માંની કૃતિઓ વિશે તો મારે શું કહેવાનું હોય? પરંતુ ગઈ પચ્ચીસી દરમિયાન ગુજરાતી કવિતાએ સિદ્ધ કરેલા વૈવિધ્યપૂર્ણ સ્વરૂપની સમીક્ષા વિશેષાંજલિની પ્રસ્તાવનાને નિમિત્તે કરી લેવાની વૃત્તિ મને થઈ હતી ખરી; પણ તે યે જતી કરવામાં જ મને ઔચિત્ય જણાયું છે.

આ સંગ્રહનું ટિપ્પણ 'આસ્વાદ' રૂપે અધ્યા૦ અનંતરાય રાવળે મિત્રભાવે લખી આપ્યું છે તે વાચકોને અનેક રીતે પ્રકાશક થશે એમ આશા રાખું છું. અધ્યા૦ અનન્તરાયે અંગત અડચણો છતાં લીધેલા આ શ્રમ માટે હું એમનો અંતરથી આભાર માનું છું.

ગુજરાતના પ્રતિદિન વિકસતા અને વિશાળ બનતા જતા કાવ્ય-પ્રેમી વર્ગ આગળ વિનમ્રભાવે આ 'વિશેષાંજલિ' હું ધરું છું.

૧૫, દાદાભાઈ રોડ,
વિલેપારલે, મુંબઈ–૨૪
તા. ૯–૫–૫૨

સુંદરજી ગો. બેટાઈ

# અનુક્રમ

: ૧ :

(પૃષ્ઠ ૧ થી ૫૮)



: ૨ :

(પૃષ્ઠ ૫૯ થી ૮૬)

:૩:



:૪:



:૫:

શાને રે ઓ! વિફલ કરવા ભેદ ખુશ્કીતરીના ?
જા ને હોંસે જલધિસફરે વા પ્રવાસે જમીંના !

# જાને હોંસે !

હું રહેનારો જલધિતટનો આહિં આવી પડ્યો ક્યાં ?
હું ન્હેલાણી જલધિજલનો ક્યાં પડ્યો પથ્થરોમાં ?
ક્યાં છે પેલાં શઢઉઘડતાં ઊપડન્તાં જહાજો ?
રે ક્યાં પેલાં સફળસફર્યાં વ્હાણ જે નાંગરેલાં ?

હું તો મારે જલલહરની લ્હેરમાં લ્હેરનારો !
ઘેરાં ગાણાં સમદરતણાં અંતરે સંચનારો !
કોડે કો'દી તટ પર પડ્યાં છીપલાં વીણનારો !
ને તેથી યે અધિકતર મોતી સદા ઝંખનારો !

આજે તો એ ધ્વનિ ય શ્રવણે સિન્ધુ કેરો ન આવે,
અંગો મારાં સકલ વસમાં આજ તો છે રજોટ્યાં,
ને જે મારું ઉર હરખતું 'તું તરંગે તરંગે
તે યે થાક્યું અતિશય જ આહીં જમીંના પ્રવાસે.

શાને રે ઓ ! વિફલ કરવા ભેદ ખુશ્કીતરીના ?
જા ને હોંસે જલધિસફરે વા પ્રવાસે જમીંના !

૧૮ : ૨ : ૪૧

## જન્મની ફેરશિક્ષા

પીઠે બાંધ્યા મણમણ તણા બોજ, ને ચાલવાનું
વાંકાચૂંકા ચઢઊતરના દીર્ઘ માર્ગો પરે હ્યાં;
હૈયા કેરા અમૃતરસમાં ઘોળવાં ઝેર ઝાઝાં,
ને એ સૌને અમૃતમય દેવાં બનાવી કલાથી :
આવી મોંઘી કઠિન કપરી જીવને એક દીક્ષા
જો ના દે તું જગતગુરુ ! તો માગું શી અન્ય ભિક્ષા ?

જન્મી આહીં કુટિલ વ્યવહારે શકું કેડી કોરી,
જો વૈષમ્યે અકુટિલ રહું સાચવી સાચદોરી,
સીંચી સીંચી જલ હૃદયનાં પથ્થરાળી ધરામાં
કૈં ઊગાડું, કંઈ વહી શકું ઊપરે અંતરે વા,
છો ને રેલો મુજ જીવનનો અન્ય આંખો ન દેખે,
તો યે જન્મ્યું મુજ હું સમજું લાગિયું કાંક લેખે.

જો તું ના દે જગતગુરુ ઓ ! આટલી એક ભિક્ષા
તો હું માગું, દઈશ ન કદી જન્મની ફેરશિક્ષા.

૧૮ : ૩ : ૪૧

# કેડીની શોધમાં ફરી

ભમી ભમી નિષ્ફલ ડુંગરોમહીં
થયા હતા લોથ જ પાય મારા;
પ્રવૃત્તિચક્રાવમહીં ભમેલું
ચિત્તે હતું ઝંખતું કૈં વિસામવા.

ત્યાં હીરવી એક સુરમ્ય ટેકરી—
પરે કુંળી ઘાસપથારી વિસ્તરી
દીઠી, અને સાન્ધ્યસમીર લ્હેરી
થંભી જવાનું કહી કાનમાં રહી:

"પ્રવાસઘેલા! પળવાર જંપ હ્યાં.
આવા અજંપા ઉર એક તાહરે?
ઘડી વિસામી વધજે જવું જ જો,
ન આટુંસોળું પળમાં કશું થતું."

અનન્ત યાત્રા વચમાં વિસામા
આવી મળે તો ક્યમ એ ન લેવા?
હૈયે પડે શોષ અસહ્ય તો યે
ન શાન્તિનાં શું પથનીર પીવાં?
યાત્રા જ નિર્મી યદિ ભાગ્ય તારે

ઓછી બને કષ્ટમયી કદી, એ
વિચાર શું તુચ્છ સદા ગણીશ?
ને સૌભાગ્યે પથ પર પડ્યાં તે બધાં અવગણીશ?

હતી ન આજે શ્રમમૂઢને મને
વિશેષ કૈં આગ્રહની અપેક્ષા.
ઉતારી ઝોળી રચિયું ઉશીકું,
લાંબો કરી દીધ શરીરદંડ.

આસોતણી સાંજ મનોરમા હતી.
આકાશમાં એક હતું ન વાદળું.
થાકેલ અભ્રો સહુ મારી પેઠે
વિસામતાં 'તાં ગિરિઓ પરે પડી;
વર્ષાવનારાં જલની જગે ઝડી
ડૂબ્યાં હતાં શીતલ સાન્ધ્યનીરમાં,
ફરી કદી ઊઠવું ન્હોય તેમ ત્યાં.
મને થયું સોબત સાંપડી ભલી!

ક્ષણેક વીતી નહિ ને નવેલું
દૃષ્ટિ પરે જાગિયું વ્યોમવિશ્વ.
મનોજ્ઞ એ ત્યાં ગિરિશૃંગ ઉપરે
સૌભાગ્યભારે મલકન્ત મોહની
આછાં અનોખાં વસનો સજીને
વિલાસતી મુક્તમને પ્રતીચી.

અશબ્દ સૌન્દર્ય-સુહાગ એનો
હૈયે મઢ્યો મંગલસૂત્ર હીરલો—
એ શુક્ર—તેજોમય વાણીધારે
સહર્ષ જાણે અભિવર્ષતો હતો!

આતૃપ્તિ ના દર્શન કીધ એનું ત્યાં
અદીઠ આકર્ષણ પ્રાચીનું થયું.
પ્રાચી ય જાણે નિજ ભાગ્યગર્વ
ઉચ્ચારતી મંગલદીપ દાખવી!
ને હસ્ત એનો નભનીલિમાના
વસ્ત્રે સુઢાંક્યો નવકૌતુકો કરે!

જાગી ત્યહીં એકલ મધ્ય વ્યોમમાં
કૌમાર્યમુગ્ધા છલકન્ત તારકા
પ્રાચીપ્રતીચી ઉભયે વિલોકતી
ઘડી જુએ મંગલ, શુક્ર ને ઘડી
ને કૌતુકે શી મલકંત એ છડી!

શુક્રની સૌમ્યતા શુભ્ર પ્રતીચી-ઉર વ્યંજતી,
સૌભાગ્યસુરખી પ્રાચીતણી મંગલનીતરી,
કણિકા કૌતુકી મોંઘી વ્યોમ મધ્ય લસી રહીઃ
ત્રિવેણીસંગમે મારી શ્રાન્તિ લુપ્ત થઈ ગઈ,
ભરવી ઝોળી હું ખાંધે કેડીની શોધમાં ફરી
ઘેરાતા અંધકારે ત્યાં પડ્યો સોત્સાહ નીકળી.

૧૮ : ૧૦ : ૪૨

# આ તે મૃત્યુ?

આજે ચિત્તે ક્યમ ચમકતી રાત એ પોષ કેરી
દીધી જ્યારે પ્રિય સ્વજનને ઘોર છેલ્લી વિદાય?
પેટાવી જે જલધિતટપે ટાઢમાં સૂસવાતી
પ્રેરંતી કૈં ભયભડક અંધાર ઘોરે ચિતા, તે
હૈયે પાછી જલતી, નયને શોકનાં અશ્રુ પાછાં
ઊઠે શાને ઘટ ભરી ભરી દીધ ઢારી જ તો યે?

રે આજે તો જગત જ ચઢ્યું ઘોર કો ચેહ માથે,
ને આ ઝાળો શત શત દહે, વાયુ યે આગ-દાઝ્યો;
હર્ષોલ્લાસો, રતિ, વિરતિ, ઉત્સાહ, આશાભિલાષા:
હા સંચેલાં ઉરભર, બન્યાં તે જ શું ઇન્ધનો આ?
શો રે વ્યાપ્યો દિશદિશ ભરી ચંડ આ ઉન્મથાટ?
આ તે મૃત્યુ નિયતિકૃત વા માનવી–આત્મઘાત?

રે પેલું તો શબદહન! આ દાહ તો જીવતાંનો!
ત્યાં શેં થાવો પણ ખરખરો જીવતાં ને મુવાંનો?

માર્ચ ૧૯૪૧

# જીવતા મોતનો જય!

આજ જેવી અમાવાસ્યા જગતે દીઠી ના કદી,
ત્યાં કેવી ર્હેવી યે આશા દિવ્ય દ્યુતિ-પ્રદીપની?
વૈરરક્ત બની દૃષ્ટિ ઝેરઝાળ પ્રસારતી,
અરે એ જગમાં ક્યાંથી કેડી કલ્યાણદાયિની?
અમંગળ સહસ્ત્રે જ્યાં ગૂંચાયું જગ સર્વ આ,
સર્વોદ્ધારતણાં તેમાં ક્યાંથી પુણ્ય પ્રકાશવાં?

નિશા આ ઘોર અભ્રોની જામી છે ત્યાં ક્યહીં સખા!
ખીલવાં જીવને આહીં સુહાગી સ્નેહપોયણાં?
આખું યે જગ જ્યાં આજે કુરુક્ષેત્ર બન્યું, ત્યહીં
માનવી અંતરે ક્યાંથી ગુંજે સન્મન્ત્ર શાન્તિના?

વૈરની ઝાળથી ચોંક્યા, વિષે ય જીરવી ગયા,
એવા કૈંક મહાત્માઓ શાન્તિના શબ્દ ઓચર્યા;
ઘેલી માનવતાને હ્યાં દીપ મંગલ દાખવ્યા,
પ્રગાઢ જીવનારણ્યે પથ ઉજ્જ્વલ આંકિયા;
તો ય આ વિષપીધેલું મત્ત ચિત્ત મનુષ્યનું
ભમ્યું પૂર્વે, ભમે આજે, ઘોર વક્ર પ્રવાસમાં.

ફૂટે ને ક્યરે સત્ય ભૂંડામાં ભૂંડું વર્ણવી,

અંબાડીને અસત્યોને પારખે ઉર પ્રેમમાં:
કૌટિલ્યના કલાયજ્ઞો કેરો તો રાજમાર્ગ આ!

કશી ત્યાં સુખની આશા? કશો ત્યાં શાન્તિસંભવ?
આજ જીવનમાં ભાસે જીવતા મોતનો જય!

નવેમ્બર ૧૯૪૫

## મૃત્યુમ્હોર્યું પ્રભાત

છે ખંડાયું ઉર જગતનું રાષ્ટ્રના કૂપવાદે,
છે વેડાયું સુખ જગતનું ક્રૂર સામ્રાજ્યવાદે,
છે ડંખાયું દિલ મનુજનું વર્ગના વિગ્રહોથી,
ને રંગાયું જગત હિસતું દીનનાં શોણિતોથી.

ભૂકંપોના પ્રલયઝટકે શીર્ણ ખંડેર જેવો
ઉત્કંપો કેં ખમીખમી થયો માનવી આત્મ આજે;
રંધાતો એ સતત હિસતો દુઃખદાવાનલે, ને
ઘેરાતો એ ધખધખ થતો શોકનિઃશ્વાસધૂમે.

સુંઢેયેલા મદભરખતા રાક્ષસી માનવોના
કૂડા ભૂંડા પ્રગટભયના મૃત્યુના દાવપેચે
સંડોવાઈ, સખત ઝપટે ભોંયભેળી થઈને
પીસાતી આ જુગજુગ તણી મુક્તિની સ્વપ્નસૃષ્ટિ.

ઊગે છે આજ આવું અવનિ–ઉર પરે ભીતિભાર્યું પ્રભાત;
રાત્રીના અંધનાશો પ્રગટતર કરે મૃત્યુમ્હોર્યું પ્રભાત.

૧૩ : ૧૧ : ૩૯

## નિશાદર્શન

સન્ધ્યા શમી આ જુહુને કિનારે,
ને ઘોર રાત્રી જગસિન્ધુ આવરે;
અમ્ભોધિ શું ગર્જન આ ચિરંતને
અહીં ' મહાભારત ' એમ ઉચ્ચરે ?

ઇતિહાસ તણે પાને પાને એક જ શબ્દ એ,
વર્તમાનકિતાબે યે વિધિની વક્ર લેખણે
માનવીરક્તથી પાછો ઘૂંટાતો શબ્દ એક એ.

અવન્ધ્ય ભાસે ધૃતરાષ્ટ્રવંશ !
કેવી ખડી કૌરવની પરમ્પરા
કૌટિલ્યના કોટિક ખેલ ખેલતી
વિભેદતી માનવતા ચિરંતના !

નીરો તણું ક્રૂર વિનાશવાદ્ય
અનેક તારે જગ આજ ગાજતું;
સિકન્દરોની જબરી જમાતની
પ્રમત્ત શબ્દે સળગંત ઝંખના.

બુભુક્ષા પૂર્વમાં જાગે તીક્ષ્ણ જાપાનચક્રની,
પ્રાચીન ચીનસ્વાતંત્ર્ય છેદી ઉત્કર્ષ ઝંખતી.

છેદાશે ચીન કે ઝબકી જાગશે નવ સંસ્કૃતિ ?
એવા કૈં કૈં વિતર્કોની ડામાડોળ અહીં સ્થિતિ.

ઊઠ્યું ઇટાલી, હબસીનિયા ગ્રસ્યું,
અને હવે તો દિસતું જરી ગયું;
કર્યો જગે તે ક્ષણ ફફ્ફડાટ
ના કિન્તુ કોઈ શક્યું શોધી વાટ.

લોભ માત્સર્ય ને દંભ તણા ત્રેવડ બંધથી
શોધી સ્વાતંત્ર્યનું સત્ત્વ ખડી છે શસ્ત્રસંસ્કૃતિ.

મુસોલિનીની ન શમી જ ગર્જના
ત્યાં હિટ્લરી વીજ પડી યુરોપમાં;
વિદ્યુદ્યન્ત્રો શાં સહુ રાજ્યતંત્ર
પૃથ્વી વિશે સત્વર ખટ્ખટી ઊઠ્યાં.

સતામણી 'ધાંધલ' એક પક્ષે,
મનામણીદંભ તણી ય લીલા,
ડરામણી, કૌશલ, શાઠ્યવિદ્યા
ભેળાં મળ્યાં, ને ખત સંધિનાં લખ્યાં.
એ લેખની શાહી સુકાઈ ના, ત્યાં
ઉદ્દંડ નાઝી દલની પ્રચંડ
ભીંસે પિસાઈ ગયું નાનું રાષ્ટ્ર.

છેલ્લા મહાયુદ્ધનો અગ્નિશેષ
સંભાળથી સંધિ વિશે જ સાચવ્યો

તે આજ સંવર્ધન પામી વિશ્વે
પુનઃ પ્રચંડાગ્નિ બની ભભૂક્યો.

લીધ પોલાન્ડસ્વાતંત્ર્ય બલિ, તો ય ન એ શમ્યો;
પીંખાયા રાષ્ટ્રને મારી પાટુ, રીંછ રણે ધુણ્યો.

પ્રતિભાની નથી ખોટ કહી જગતને નડી
આજે યે પ્રતિભા-ખામી જગમાંહીં નથી નથી.
હઠીલી ને છકેલી ને સ્વાર્થીલી પ્રતિભા જગે
વિધ્વંસમાર્ગ માતેલી મૃત્યુના ધ્વજ રોપતી.
સત્તાની સ્વાર્થની ચાલે હોડ ઉન્મત્ત વિશ્વમાં;
જગમંગલતા માટે પ્રતિભા પરિપૂત ક્યાં?
ઈસાઈ જગતે સાંડી ઈશુ–ઉદ્‌બોધ–તર્જના!

પૂર્વે કીધાં મૂઢ સામ્રાજ્યલોભે
જે જે છાનાં પાતકો વા છતાં જે,
તે તે સર્વે ઊભળી આજ આવ્યાં,
ને પૃથ્વીને અંગઅંગે વિસ્ફોટચાં.
જ્યાં ત્યાં ચાલે રક્તની ઉષ્ણ ધારા,
જ્યાં ત્યાં ઊઠે ગંધ બૂરા પરુના,
સોજા જ્યાં ત્યાં ને સડા સર્વ સ્થાને:
અસાધ્ય શું રોગ લાગ્યો ધરાને?

આજે મહાકાલનું ચંડ નેત્ર
વર્ષાવતું ભીષણ અગ્નિ–અસ્ત્ર;

ને માનવી સંસ્કૃતિ રક્તધારે
નાહી કદી કો નવ જન્મ પામે :
એવું ભયંકાર નિહાળી ભાવિ
મહાકવિ તણી વાણી વ્યોમગંભીર ઉદ્‌ગિરે.

'સ્વાતન્ત્ર્યરક્ષા લઘુ રાષ્ટ્ર કેરી,
ઉત્કૃષ્ટતા સંસ્કૃત માનવીની,
સંબન્ધમાળા આન્તરરાષ્ટ્ર કેરી,
લોપાઈ જાતી પરિરક્ષવાને,
ને વિશ્વને શાન્તિ સમર્પવાને
આજે મહાભારત યજ્ઞ આદર્યો,
એ યજ્ઞમાં બલિ બની કૃતકૃત્ય થા ને!'
આવાં ભિડન્તાં જગની હવામાં
ઉદ્દંડ ઉચ્ચારણ ગર્વગાજ્યાં.

યુદ્ધથાક્યા, યુદ્ધત્રાસ્યા, લોહીભીંજ્યા જગત્તટે
શાન્તિની પ્રાપ્તિને માટે મૃત્યુ એક જ માર્ગ છે?
મૃત્યુમેઘ સમાં વ્યોમે વિમાનો ઘરૂઘરી રહ્યાં,
સિન્ધુમાં ય જગાડે છે ટોર્પેડો મૃત્યુગર્જના;
પિસાતી અવની જાણે કરાલી કાલચક્કીમાં!
જલમાં સ્થલમાં વ્યોમે વ્યાપ્યાં શાં ઝેર મૃત્યુનાં!

પિશાચલીલા અવિવેક મૃત્યુની
ખંડેરાયાં કેંક શહેર દાખવે;

વીંધાઈને મૃત્યુદાઢે ચવાયાં,
ઘવાઈ જીવે અધિકાં મર્યાં એ
સ્ત્રીબાલવૃદ્ધ કદિ ના રણમાં ચઢયાં જે!

વિજ્ઞાનમદિરામત્ત મર્કટી મૂઢ માનવે
સ્વકલ્પી ઇન્દ્રજાલોમાં માંડયો શું આત્મઘાત છે?
વિનાશવીજવીંઝાતો પૃથ્વીનો પટ વિસ્તરે,
કારમી માનવી ચીસો વાતાવરણને ભરે;
માનવી કવિતા એને શબ્દમાં શું જ ચીતરે?

વીંધી ગુહા શિખર તુંગ હિમાદ્રિ કેરાં,
ને સિન્ધુમોજ ચઢી ચોદિશમાંથી આવે
ગર્જન્ત હ્યાં હૃદયભેદક માત્ર એક
મહાભારતનો શબ્દ – તદ્ દૂરે તદ્વન્તિકે

સ્વાતન્ત્ર્યના— ના,
સામ્રાજ્યના આશક રાષ્ટ્રપંજે
સ્વાતન્ત્ર્ય કાજે તલસંત તરફડે
બીજું મહારાષ્ટ્ર; અશસ્ત્ર જંગો
ખેડયા છતાં સ્વત્વ હજી ન સાંપડે.
અમિત્રનું યે શુભ નિત્ય વાંછતો,
અશાન્તિમાં યે વર શાન્તિ ઝંખતો
ફરી ધનુર્જ્યા શુચિ યુદ્ધધર્મની
સત્યાગ્રહી વીર દિસે છ સાંધતો.

નિઃશંકતાની ઋતદર્શી એ ઋચા
ઉચ્ચારીને રાષ્ટ્ર પુનઃ પ્રબોધતો.
એ રાષ્ટ્રનો શાયર અલ્પ અક્ષરે
ઘેરું નિશાદર્શન આહિં ચીતરે
અમ્ભોધિ–આરે વલખંત મુક્તિને.

અવનીને શિરે વીતે રજની પ્રલયંકર,
પ્રભાત તો દિસે દૂર સર્વભદ્ર શિવંકર.

૧૪ : ૨ : ૪૦

# । आत्मनि स्थिरो भव ।

હે તરંગચંચલ!
આત્મનિ સ્થિરો ભવ।

જીવનનો સિન્ધુ આ ચડન્ત તાંડવે મહા,
આમતેમ ને નિગૂઢ કૈંક ગ્રાહ ઘૂમતા;
આ પ્રવાસી બાલને અકાલ એ ગળી જતા,
પીઠ વા બતાવી રમ્ય મુગ્ધને છળી જતા.

વાદ ને વિવાદના પ્રચંડ વાયુ ઘોરતા,
કૈં પ્રવાદ ધૂલિમૂલ આમતેમ શોરતા,
કાર્ય ને અકાર્યની મચી જતી અભેદતા,
ભિન્ન ભિન્ન માર્ગભેદ ભોમ મારી ભેદતા,
ભિન્ન ભિન્ન માર્ગભેદ વિશ્વને વિભેદતા,
જોબનના જોમને અનેકધાર છેદતા.

ઊડી ગઈ પ્રસન્નતા,
ધસી રહી વિરૂપતા;
તે છતાં ય તું બનાવ દૃષ્ટિને સુનિર્મલા;
બ્હારમાંહ્ય શોધ જ્યોતિ નિત્ય સર્વમંગલા,
જે પ્રવર્તતી બધે અને સદા ય સુસ્થિરા,

તુફાનને ઉવેખતી,
એકદૃષ્ટ દેખતી,
એ જ એક ને અનન્ય જીવનાધિદેવતા!

ઓ તરંગચંચલ!
ત્વમાત્મનિ સ્થિરો ભવ!

૨૯ : ૧૨ : ૪૮

## ઓ સમુદ્રદેવતા !

ઘોર આ નિનાદગાન કેમ આજ ગર્જતા ?
સૌમ્ય રૂપ શેં તજી ધરી અરે વિરુદ્ધતા ?
પ્રવાસમાં કરી ખડી શી આવડી વિરુદ્ધતા !
તરંગના હુંકાર છાતી લોકની વિદારતા.
નાવિકો પ્રવાસીઓના
હોશકોશ ઊડતા,
ઓ સમુદ્રદેવતા !

ત્યાગવી ઘટે શું આમ નિત્યની ગભીરતા ?
ગ્રાસવૃત્તિ શેં ગ્રહી તજી દઈ પ્રસન્નતા
આમ આજ ઓ પિતા ?
ઓ સમુદ્રદેવતા !

આ અમે પ્રકંપતા,
ના ક્ષણે ય જંપતા;
ઊર્ધ્વબાહુ વિનતશીર્ષ સભરહૃદય પ્રાર્થતા :
"બનો તમે પુનઃ પિતા !"
ઓ સમુદ્રદેવતા !

પ્રવાસમાર્ગ મોકળા તમારી છાતીએ છતા
પુનઃ કરો; બનો ફરી બધી તરી સુરક્ષિતા!
શિવંકરા! સુખંકરા!
ઓ સમુદ્રદેવતા!

૨૯ : ૧૨ : ૪૪

## વડી યે સાંભળે શાનું ?

છળેલું ને છકેલું કે રંગીલું ડંખીલું ય ને
હૈડું મારું અરે કેવા ચાકડે ચડિયું ભમે !

કે રાગોથી હૈયું મારું રસાયું,
ને દ્વેષોથી યે કલંકાયું કાળું.
રાખી રાગો દ્વેષને ત્યાગવાની
રે ના લાધન્તી કલાચાતુરી કો.

ક્યાં ના લાધે ? જોડિયા રાગદ્વેષ
છાયા પેઠે બેઉ શું સંકળાયા ?
જાગે જો ક્યાં રાગની રક્તિમા તો
પૂઠે ઊભી દ્વેષ જ્વાલા જલાવે ?
રોપાયાં ઉલ્લાસમાં અગ્નિ-બીજો ?
શું ના એનો અન્ય હોયે નતીજો ?

હિંસા વચ્ચે સાધી જેણે અહિંસા,
જુલ્મો વચ્ચે સેવી જેણે તિતિક્ષા,
અંધારામાં એકલાં ઊભી જેણે
દીઠી ઓતપ્રોત કો સ્વર્ણરેખા :
એ સૌએ તો ઉચ્ચરી સ્પષ્ટ વાણ
ઊંચે હાથે અવગણી લાભહાણ :

"ઓ દુઃખાર્તો! છો ખરાં તો સુખાર્ત:
ઝીણી આંખે જો જુઓ વસ્તુહાર્દ.
પ્હેલો મીઠો લાગતો રાગડંખ,
જન્મે એમાંથી જ ઊંડો અજંપ,
દીધું જેને નામ છે દ્વેષ કેરું,
ને જે હૈયાને કરે ધૂમઘેરું:
ઊઠે એમાંથી જ એ ઉગ્ર જ્વાલ
જે વર્તાવન્તી વિનાશો કરાલ.
બન્ધુ! ભૂંડો રાગ કેરો જ રાગ
ત્યાગો, થાશે દ્વેષ કેરો ય ત્યાગ."

પ્રેયોના પમરાટોમાં મત્તોન્મત્ત બની રહ્યું,
હઠીલું મનડું મારું,
ઘડી યે સાંભળે શાનું વીતરાગો તણું કહ્યું?

૪ : ૯ : ૪૯

કરે આ હૈયું તો પ્રભુ, તવ કૃપા એક કરજે:
તું મારા હૈયાને અદય બનીને વજ્રઝટકે
વિદારીને એની કરચ પણ નિઃશેષ કરજે. ૨૦

૧૫ : ૭ : ૩૮

૧

## પૂછવું યે અનન્ત

આ જો દીધી જન્મની જાગૃતી તો
ઢાળી તેમાં કેમ રે મૃત્યુછાયા?

જીવ્યાજેવી જિંદગાની દઈને
કીધી તેને કેમ રે દુઃખઠોક?

આંખે મૂકી શક્તિ જોવા અનન્ત
તો કાં એને મૂંઝવી આડબંધ?

આંખે જેવું ચિત્તડું શાન્તિ શાન્તિ
ક્યાંથી ઊઠે ત્યાં જ ઊંડા અજંપ?

ઓઠે આણ્યા પ્રેમછલકંત પ્યાલે
હેતું ઘોળી કોણ ને કેમ ઝેર?

પૂછી પૂછી થાકું માથું અફાળી
તો યે પાછું પૂછવું એનું એ જ.

રે આ તારું મૌન હોયે અભંગ
તો આ મારું પૂછવું યે અનન્ત.

જાન્યુ૦ ૧૯૪૧

## ટ....ક્ ટક્

સૂતી સખી બાલ લઈ લપેટમાં
હું ફાળવી નીંદરસ્વપ્નસોડમાં.
પડોશમાં યે નવ કાંઈ જાગતું.
શેરી ઉજાળે સુધરાઈ–દીવડો
આંખી આંખો નીંદરતો જ જાગતો.

ઊઠી ભયંકાર જતો વિરામી
કો શ્વાનનો બાંગપુકાર શાન્તિમાં.
સંભાળથી ટેબલમધ્ય ગોઠવી
જાગંત ત્યાં એકલ શાન્તિવાસમાં
ઘડિયાલ મારી નિજ ટ....ક્ટકેથી,
ને અંતરે ટ.... ટક કૈં જગાડતી.

ચતો પડ્યો સ્વસ્થ પથારીમાં હું.
ડોકાઈ દૃષ્ટિ નભ મેઘઘેરિયું
જોઈ રહે ઉત્તર-બારિયેથી.
ના ચંદ્રિકા માદક મંદ શીતળી,
ના સૌમ્ય કો તારકનો પ્રકાશ વા.
ના ઝ....રમરો ઝાપટ, ના કશું છતાં
જોઈ રહે શૂન્ય જ શૂન્ય આંખ.

ધસે ત્યહીં દક્ષિણબારીમાંથી
સંસ્પર્શતી શીત સમીરલ્હેરખી.

શમી હતી સર્વ પ્રવૃત્તિ ચિત્તની
નિવૃત્તિ તો યે ઉરને ન સાંપડી.
કોને જગાડું? કંઈ વાત માંડું?
શાને પથારી અવ મારી છાંડું?
ના છાંડું તો યે નહિ આજ નિદ્રા,
ને જાગું તો યે નહિ જાગ્રતી આ.
નથી જ આનન્દતણા ઉછાળા,
નથી છતાં ખેદક કો વિષાદ.
ના અંતરે એકલ કોઈ નાદ,
ના દૂરનો કો શ્રુતિગમ્ય સાદ વા.
વહે નહીં જીવનનો પ્રવાહ
છતાં નહીં છેવટનો વિરામ આ.

ઊંચે હતું અદ્ધર વ્યોમ સ્તબ્ધ
નીચે ય તેવું ઉર મારું એકલું.

૨ : ૧૦ : ૩૯

## હૈયું વદ્યું

અંધારથી ચોપટ આભ વીંટયું,
ક્યાં યે ન તારાદ્યુતિની ચમત્કૃતિ;
હસી રમી મોહક ને છટાભર્યું
ન વિદ્રવે વિદ્યુત મેઘની ધૃતિ.
અશબ્દ અંધારમયી સમષ્ટિમાં
ઝંકારતું કેવળ મારું હૈયું.

ઝંકાર શો? પાગલ કેમ હૈયું?
અંધારમાં એકલ શી જ વિદ્યુતિ?
પ્રગાઢ આ નિદ્રિત વિશ્વ વચ્ચે
હૈયે અરે કેમ અને શી જાગૃતિ?
સર્વત્ર ને સર્વ ગયું જ થીજી
તો એકલી આહિં જ કેમ વિદ્રુતિ?

હૈયું વદ્યું:
"મૂરખ છાંડ પૃચ્છા,
અને મળ્યું માણ ઘડી યદૃચ્છા,
જા તું બની પાગલ મારી સંગ
ઝંકારમાં, વિદ્યુતિમાં અભંગ.
ને ક્યાં નથી નીંદરવું હમેશનું?

હે આ ઘડી જાગૃતિની ઓવાર.
સ્વપ્ન ને સ્વપ્નની છાંઉ ચિન્તા,
હે આ સમે વિકૃતિનું સુભાગ્ય."

૨૨ : ૧૦ : ૫૨

# હૈયું વદ્યું

અંધારથી ચોપટ આભ વીંટયું,
ક્યાં યે ન તારાદ્યુતિની ચમત્કૃતિ;
હસી રમી મોહક ને છટાભર્યું
ન વિદ્રવે વિદ્યુત મેઘની ધૃતિ.
અશબ્દ અંધારમયી સમષ્ટિમાં
ઝંકારતું કેવળ મારું હૈયું.

ઝંકાર શો? પાગલ કેમ હૈયું?
અંધારમાં એકલ શી જ વિદ્યુતિ?
પ્રગાઢ આ નિદ્રિત વિશ્વ વચ્ચે
હૈયે અરે કેમ અને શી જાગૃતિ?
સર્વત્ર ને સર્વ ગયું જ થીજી
તો એકલી આહિં જ કેમ વિદ્રુતિ?

હૈયું વદ્યું:
"મૂરખ છાંડ પૃચ્છા,
અને મળ્યું માણ ઘડી યદૃચ્છા,
જા તું બની પાગલ મારી સંગ
ઝંકારમાં, વિદ્યુતિમાં અભંગ.
ને ક્યાં નથી નીંદરવું હમેશનું?

હે આ ઘડી જાગૃતિની અઘોર.
સર્વત્ર ને સર્વની છાંઇ ચિન્તા,
હે આ સમે વિદ્રુતિનું સુભાગ્ય.”

૨૨ : ૧૦ : ૫૬

# શ્રાવણી ઝરમર

વસન્ત ને જીવનની વસન્તે
કો ના પ્રફુલ્લે? નવ કો પરાગે?
કોના અહો આમ્રતણી ઘટામાં
ભર્યા ભર્યા ના ટુહુકાર જાગે?

ને ગ્રીષ્મ કેરી મધરાત કેરા
આકાશ નીચે પળવાર જંપતાં
કોને નહીં શીતળ મંદ લ્હેરિયાં
કો શાન્તિસંચાર વિશે રમાડે?

વર્ષાતણા મેઘ ભર્યા ભર્યા નભે
કોને ન પ્રેમસ્મૃતિમેઘ ઢાળે?
તડિદ્વિલાસે ક્યમ ચિત્તવ્યોમ
જાગે નહીં પૂર્વ અપૂર્વ વિદ્યુતે?
ને વ્યોમનાં વર્ષણ મુક્તધાર
ના કેમ જાગ્યા કવિ-આત્મ-મેઘને
સહસ્રધારે નવલું વહાવે?

વર્ષાતણી રેલમછેલ માણી
કેવાં અહીં લીલમલાં સુક્ષેત્રો

લ્હેરંત લીલાગતિ વાયુલ્હેરે
ધરિત્રીના લ્હેરખડા કલાપે!

વસન્તની વૈભવરંગરેલ
આજે ન નિર્મુક્ત સ્ફુરન્ત ક્યાંહીં;
ના ગ્રીષ્મ કેરી મધરાતશાન્તિ;
વળી ન વર્ષાતણી રેલછેલ.
આવ્યાં જતાં વાદળ ઝરમરી જતાં;
હસી જતાં ને હસવી ય કૈં જતાં,
અશુષ્કતાને ભીંજવી ફરી જતાં;
ને અન્તરે જે વિલસે વનસ્પતિ
લ્હેરી રહી નૌતમ રૂપરંગથી
તેને ય આ ઝરમર શ્રાવણી નવા
આહ્લાદસંચાર વિશે જગાડતી.

વસન્ત, ગ્રીષ્મ ને વર્ષા, ને વળી ઋતુ અન્ય જે,
સૌનું માણ્યું છ સૌભાગ્ય;–શ્રાવણી ઝરમરે છતાં
ઝવેરા આત્મના આજે રસાતા નવ ઉલ્લસે.

૨૬ : ૯ : ૪૦

## ખીલે બાંધ્યાં

ખાવું પીવું ખેલવું એનું એ જ,
એ ચકાવા નિત્ય ને એ ધમાલ;
ઊગે જેવો અસ્ત તેવો જ થાતો,
ના પલટાતી જિંદગીની મિશાલ.

ખીલે બાંધ્યાં ઢોર શી જિંદગાની,
ડંખે ચિત્તે નિત્ય ચિન્તા-બગાઓ,
ના જે ઊડે જ્ઞાનપુચ્છે ઝપાટી,
ભાવે એને માનવી-ચિત્તમાટી;
એનાં ભૂંડાં એ જ વાગોળવાનાં,
ઊભા ફ્હોવાવું અરે અન્ય હાથે!

ખીલે બાંધી શાન્તિના ગોઠથી તો
છોને નિત્યે હો લખ્યાં ઢૂંઢવાનાં
ચારો લીલો જો નવો રોજરોજ
ફ્હોળાં પીવાં વારિ વા નીતર્યાં વા;
છોને ડંખો યે નવા નિત્ય નિત્ય
જો કૈં આવે માણવાની ખુલાશ.

કો દી ઊભા ર્‌હેવું કો શૃંગ માથે,
કો દી ઊંડી ખીણ કો ખૂંદી ખાવી,

કો દી સ્હેવા વાયરા લૂખળંતા,
કો દી લ્હેરાવું વસન્તાનિલે યે,
કો દી ધીખી ગ્રીષ્મ કેરી બપોરે
છો પીડાવું કંઠના ઉગ્ર શોષે,
સહરા કેરી ચંડ આંધી ભલે યે
જો ભીંજાવું કોક દી વર્ષણોમાં
કો ઉદ્યાને વા વને વા જને વા.

ના બંધાવું જાડ્યખીલે સહીશ,
હું તો મારે નવ નવ પ્રદેશો સદા યે ભમીશ,
ને પલટાતાં પ્રતિ સ્થિતિબલે હોંસથી પાલટીશ.

૧૨ : ૧૦ : ૪૦

## ખીલે બાંધ્યાં

ખાવું પીવું ખેલવું એનું એ જ,
એ ચક્રાવા નિત્ય ને એ ધમાલ;
ઊગે જેવો અસ્ત તેવો જ થાતો,
ના પલટાતી જિંદગીની મિશાલ.

ખીલે બાંધ્યાં ઢોર શી જિંદગાની,
ડંખે ચિત્તે નિત્ય ચિન્તા-બગાઓ,
ના જે ઊડે જ્ઞાનપુચ્છે ઝપાટી,
ભાવે એને માનવી-ચિત્તમાટી;
એનાં ભૂંડાં એ જ વાગોળવાનાં,
ઊભા દ્હોવાવું અરે અન્ય હાથે!

ખીલે બાંધી શાન્તિના ગોષ્ઠથી તો
છોને નિત્યે હો લખ્ખાં ઢૂંઢવાનાં
ચારો લીલો જો નવો રોજરોજ
ડ્હોળાં પીવાં વારિ વા નીતર્યાં વા;
છોને ડંખો યે નવા નિત્ય નિત્ય
જો કૈં આવે માણવાની ખુલાશ.

કો દી ઊભા ર્‌હેવું કો શૃંગ માથે,
કો દી ઊંડી ખીણ કો ખૂંદી ખાવી,

કો દી સ્હેવા વાયરા વૂણળંતા,
કો દી લ્હેરાવું વસન્તાનિલે યે,
કો દી ધીખી ગ્રીષ્મ કેરી બપોરે
છો પીડાવું કંઠના ઉગ્ર શોષે,
સહરા કેરી ચંડ આંધી ભલે યે
જો ભીંજાવું કોઈ દી વર્ષણોમાં
કો ઉદ્યાને વા વને વા જને વા.

ના બંધાવું જાડ્યખીલે સહીશ,
હું તો મારે નવ નવ પ્રદેશે સદા યે ભમીશ,
ને પલટાતાં પ્રતિ સ્થિતિબલે હોંસથી પાલટીશ.

૧૨ : ૧૦ : ૪૦

## ચરણરજ તો ધારવી કાં ન શીર્ષે?

સોનાથાળી આ વડી જિંદગીની,
તેમાં મારી મૃત્યુની લોહમેખ:
એ ચિન્તામાં હાથ મૂકી કપાળે
સોનાથાળી યે કરે લોહ જેવી:
રે એની તો કમનશીબી જ કેવી!

સોનાથાળી શી રૂડી જિંદગાની,
છો ને એમાં મૃત્યુની મેખ સારી;
માણી લેવા દો ભલા જિંદગીને
સ્હેશું છેલ્લે વેદના મેખની યે:
ચિન્તી આવું જિંદગી જોગવે જે,
શું ના એની આજને ધન્ય ક્‌હેવી?

સોનાથાળી શી? વળી મેખ શી ને?
શાને કીધા ભેદ આ ધાતુ કેરા?
રે જોનારાં! વિશ્વમાં એક ધાતુ,
ઊંચે નીચે દૂર હો વા સમીપે:
જેની દૃષ્ટિ સમરસ બની આમ વિશ્વે પ્રવર્તે,
એ જીવોની ચરણરજ તો ધારવી કાં ન શીર્ષે?

૬ : ૧૨ : ૪૦

# શાન્તિતીર્થ

જે ગૂઢ ચિત્રક વિશાળ નભપ્રદેશે
અંધાર-ભોંય પર તારકચિત્ર આંકે,
ને ભૂમિની સકલ મોહન ચિત્રલીલા
અંધારનાં વિપુલ વારિ વિશે ડુબાડે;
હા, તે જ ચિત્રક મહાન પ્રતિપ્રભાતે
રેલાવતો પ્રલય તેજની રમ્ય રેલે
વ્યોમાઙ્ગણે સકલ ચિત્ર વિલોપી દેતો,
ઉદ્ધારતો અવનિચિત્ર અપૂર્વ રંગે.

ઊઠે વનસ્પતિ ધરી નવલા સુવર્ણ,
ને નિર્ઝરો ઉજમનું નવગીત ગાતાં,
ને પર્વતો ગગનગૌરવરૂપ ચિત્તે
ફેલાવતા વિપુલ કાય દિશાદિશામાં.
પંખીકુલો ઊડણનો ક્રમ આદરન્ત,
ને મંજુ ઘંટનિનદે ધણ સંચરન્ત,
નિદ્રાપ્રિયો ય તજી તન્દ્રિલ ઓઢણો સૌ
જાગે નવા ઉજમથી નિજ કર્મધર્મે.

એ કાર્તિકી સુદની પાંચમના પ્રભાતે
ટેલન્ત હું કઠણ ડુંગરના પ્રદેશે,

## ચરણરજ તો ધારવી કાં ન શીર્ષે?

સોનાથાળી આ વડી જિંદગીની,
તેમાં મારી મૃત્યુની લોહમેખઃ
એ ચિન્તામાં હાથ મૂકી કપાળે
સોનાથાળી યે કરે લોહ જેવીઃ
રે એની તો કમનશીબી જ કેવી!

સોનાથાળી શી રૂડી જિંદગાની,
છો ને એમાં મૃત્યુની મેખ મારી;
માણી લેવા દો ભલા જિંદગીને
સ્હેશું છેલ્લે વેદના મેખની યેઃ
ચિન્તી આવું જિંદગી જોગવે જે,
શું ના એની આજને ધન્ય ક્‌હેવી?

સોનાથાળી શી? વળી મેખ શી ને?
શાને કીધા ભેદ આ ધાતુ કેરા?
રે જોનારાં! વિશ્વમાં એક ધાતુ,
ઊંચે નીચે દૂર હો વા સમીપેઃ
જેની દૃષ્ટિ સમરસ બની આમ વિશ્વે પ્રવર્તે,
એ જીવોની ચરણરજ તો ધારવી કાં ન શીર્ષે?

૬ : ૧૨ : ૪૦

# શાન્તિતીર્થ

જે ગૂઢ ચિત્રક વિશાળ નભપ્રદેશે
અંધાર-ભોંય પર તારકચિત્ર આંકે,
ને ભૂમિની સકલ મોહન ચિત્રલીલા
અંધારનાં વિપુલ વારિ વિશે ડુબાડે;
હા, તે જ ચિત્રક મહાન પ્રતિપ્રભાતે
રેલાવતો પ્રલય તેજની રમ્ય રેલે
વ્યોમાઙ્ગણે સકલ ચિત્ર વિલોપી દેતો,
ઉદ્ધારતો અવનિચિત્ર અપૂર્વ રંગે.

ઊઠે વનસ્પતિ ધરી નવલાં સુવર્ણ,
ને નિર્ઝરો ઉજમનું નવગીત ગાતાં,
ને પર્વતો ગગનગૌરવપૂર્ણ ચિત્તે
ફેલાવતા વિપુલ કાય દિશાદિશામાં.
પંખીકુલો ઊડણનો ક્રમ આદરન્ત,
ને મંજુ ઘંટનિનદે ધણ સંચરન્ત,
નિદ્રાપ્રિયો ય તજી તન્દ્રિલ ઓઢણો સૌ
જાગે નવા ઉજમથી નિજ કર્મધર્મે.

એ કાર્તિકી સુદની પાંચમના પ્રભાતે
ટેલન્ત હું કઠણ ડુંગરના પ્રદેશે,

કૈં કોતર્યાં કુટિલ માર્ગ વટાવતો, ને
આડે જ ઊતરી કદી તૃણ ખૂંદતો હું.
વિસ્તાર પર્વતતણો નવ જાય માપ્યો,
ખીણો તણાં ય નવ અલ્પ હતાં ઊંડાણો;
ના એ પ્રવાસ વસમો ઉરને થયો ’તો;
ટ્હાડી હવા સ્ફુરતી પ્રેરતી વેગ પાયે
ને ચિત્ત સંસ્ફુરતું કૈં વધુ વાધતું ’તું.

ન્હોતો ત્યહીં પગરવો ય કશો જણાતો;
કાસાર શાન્તિતણું શું ત્યહિં પાથર્યું ’તું!
હા, દૂર દૂરતર ખીણમહીં ખચેલાં
ક્ષેત્રોમહીં કદિક શ્વાન પુકારતા ’તા.
એ શબ્દ શાન્ત પડતાં ફરી પૂર્વશાન્તિ
જાણે અપૂર્વ બની સર્વ વિલોપતી ’તી!

ઊંચે ઘડી નિરખતી મુજ મુગ્ધ દૃષ્ટિ
તો ખીણમાંહિં ઊતરી ઘડી ખૂંચી જાતી;
ને માપવા મથતી દોર દિશાતણા કૈં
ઉલ્લાસતી વિલસતી પ્રિય સર્વ પીતી.
એ દૃષ્ટિમાં ઘડિક કૌતુકવેગ વ્હેતો
તો શાન્તિની વિરતિની વળી સૌમ્ય છાયા;
એકાકિની વિહરતી અણથાક તોયે
ને પૂર્વથાક નિજ ફેંકી દઈ વહે એ.

તત્કાળ એ અટકી કૈં અણધાર્યું જોતાં;
આ નિર્જને ય નથી ભૂમિ કંઈ કુમારી.
આહીં ઈમારત ખડી મનુહસ્ત કેરી,
ના કિન્તુ કોઈ જનના સુખવાસ અર્થે.
કોઈ વિદેહ જનના સ્વજને રચ્યું છે
પુણ્યાર્થ સ્મારક અરે અહિં શાન્તિતીર્થ.

જે જે જતાં જીવનનાં જલ વીંઝી વીંઝી
તે સર્વને ઘટિત નિશ્ચય શુદ્ધ શાન્તિ.
એ શાન્તિ હો ક્ષણિક કે ચિરકાલની હો!
યાત્રી! હું પૂર્ણ હૃદયે ચહું શાન્તિ શાન્તિ!

રે પ્રેતનું જન વિસર્જન જ્યાં કરે છે
શું શોધવું ત્યહિં જ આખિર શાન્તિતીર્થ?

બ્રહ્માંડના નિખિલ મંગલને ઉવેખી,
ને કાલગંગ વહતી શતધા ન-લેખી,
ર્‌હેવું પડી શું મનુને બસ મૃત્યુઘાટે?
ત્યાંથી કદી ય વધવું નહિ નવ્ય વાટે?
આ શાન્તિતીર્થ ખરું મૃત્યુતણું પ્રતીક.
એ શાન્તિતીર્થ ખરું કો દી ન કોઈ રીત!

શો જન્મનો કુતુકવૈભવ ચિત્તહારી!
ને શો પ્રતાપ જગજીવનનો અદૃશ્ય!

શું શાન્તિનિર્ઝરણુ મૃત્યુની સન્ધિકાનું !
ને શું વળી વિલસવું નવજન્મમોદે !
ઉત્સાહથી જીવનનાં જલ વીંઝવા દો
લેશું પ્રગાઢતમ નીંદર મૃત્યુની યે.
ને જાગશું ફરી વળી નવજન્મ લેશું
ચૈતન્યથી છલકતા નવકોડ હૈયે.
બ્રહ્માંડમાં સતત જંગમ કર્મતીર્થ:
તેને જ મેં મનથી છે ગણ્યું શાન્તિતીર્થ !

આ સર્વનું અનુભવી લઘુ માનવીનું
હૈયું કર્યું—સુભગ સર્જન એ અનન્ય !
 હૈયું છે ધબકતું મુજ દેહમાંહે,
જન્માન્તરે ય મુજમાં ધબકી રહેશે.
એ એકથી હું મુજને બડભાગી માનું
જેમાં સદા ય સમભાગી જનો બધાં યે.
આ લ્હાણુ અદ્ભુત મળી ગઈ છે હવે જો
તો મુક્તિ કાજ પણ એ નહિ સાટવું હું.

પુણ્યાત્મ ! પૂર્વ તુજ હું ન કશું ય જાણું,
ને વર્તમાન મુજ તું કહિ જાણશે શેં ?
ત્રિજ્યા મળી, હું વરતું ત્યહિં પૂર્ણભાવે;
ત્રિજ્યા તને ય નવલી વળી કર્મચક્રે.
જ્યાં હો સખા ! ત્યહિં જ પૂર્ણ વિલાસજે તું
ત્રિજ્યા જ તારી ગણીને તુજ પુણ્યતીર્થ !

પુણ્ય એ જ પરા શાન્તિ, પાપ એ જ પરક્ષય,
શાન્તિનું તીર્થ તો સાચું પુણ્યજીવનનો જય!

૨૬ : ૧૦ : ૪૧

## એક બપોરનું સ્મરણ

બપોર સળગી રહ્યા, પવન ઉષ્ણ લાવા સમો,
અને અસુખ ચિત્તમાંહિં અતિ ઘામ ઉકળાટનું.
ટકે કયમ જ ચિત્ત વાંચનવિચારકેરા ક્રમે?
ગમે ગણિતના અરે ખટપટી કયમે દાખલા?
રમે જ નહિ ચિત્ત જ્યાં સરસ કાવ્યના મોદમાં
સૂઝે ત્યહિં ઉકેલ ભૂમિતિતણી ગલીકૂંચીના?
સમીકરણખેલ બીજગણિતે જ રહેવા દઈ,
બધી અટપટી ધમાલ દઈ છાંડી સંસ્કૃતતણી,
ઉશેટી લટપટ ઝપેટી દઈ પોથી વિજ્ઞાનની,
સમીકરણ શોધવા મનનું ઊપડ્યો બ્હાર હું.

હતો નહિ જ મિત્રસાથ દિલ મારું બહલાવવા
ગપાટ બકવાદ મશ્કરી મજાક કે ગમ્મતે;
ધપું, ધસું, બજાર ઉજ્જડ વટાવું હું એકલો.

દુકાનમહિં લોટતા વગરકામ વેપારીઓ,
મથે પવન હાથમાં ધરી જપાનના વીંઝણા.
અને ક્યહિંક ગર્દભો ઉકરડે ય આળોટતા,
કૂદી નિરખી શ્વાનબન્ધુ નિકટે ઊઠે ભૂંકતા,
કઠોર નિજ પાદ ઉગ્ર ઝપટેથી ફટ્કારતા.

અને ક્યહિંક છાયઓથમહિં કામ ધંધાવના
ગલીચ કરી મશ્કરી રસ ગલીચ કો માણતા
હસે નફ્ટ અટ્ટહાસ; ઉપહાસમૂર્ખાઈથી
ભરી મુખબખોલ, પાનપિચકારીએ રાચતા.

અરે ભરબપોર ત્યાં,
મચી જ ઘનઘોર ત્યાં રજનિ 'રામ' કંદોઈની
દુકાનમહિં; ઘસઘસાટ નસકોરતો શોરતો,
લપેટી નિજ તેલમેલમસથી ભર્યું પંચિયું,
મસોતું હડક્કાની પેટી પર મૂકીને ઓશિકું.

જલેબી પર મણમણે કટક માખિયોનું ચઢ્યું,
અરે સકલ હાટડી જ રવ મન્દ્રથી શોરતી,
અને નવલ સ્વપ્નમ્હેલમહિં 'રામ'ને રંજતી.
તૂટ્યો સ્વપન મ્હેલ શું?
ક્યમ સફાળ આ 'રામજી'
બળ્યું અરધ લાકડું લઈ પ્રચંડ અગ્ન્યસ્ત્રશું
ખુમાર રઘવાટમાં ઉછળતા ઘુરકતા જ કાં?
ધસે શું અહિં તાટકા જગનભોમ અભડાવવા?
અરે નહિ—જલેબીત્રાંસમહિં ભ્રષ્ટ મ્હોં નાખવા
ત્રિટાંગ પગચોર કો સરકતી હતી કૂતરી.

અજોઈ કંઈ જોઈ આવું હસતો, ઉવેખી જતો;
વધુ, ધસું, બજાર ઉજ્જડ વટાવતો એકલો.

ગયું બધું બજાર. હાર અટકી ઘરોની, અને
પસાર સઘળી થઈ ગઈ ગલીકૂંચી શેરિયો.
અને પથ પ્રલંબ વિસ્તૃત પરે હું આવી ઊભો,
રહ્યો ફરકી શીતળો પવન ગામની બ્હારનો.

હતું નહિ નિશાનનેમ કશું; કર્ણ ત્યાં આથડ્યો
ઘુઘૂરવ મહાબ્ધિનો; ચરણમાર્ગ સ્વેં સાંપડ્યો;
ઘડીક મહિં ત્યાં અફાટ દરિયો જ ઉલટી પડ્યો.
ગભીર નભનીલ એ સલિલનાથ તાંડવં ચઢ્યો,
પ્રચંડ નિજ મોજહસ્ત અગણ્યા ઉછાળી રહ્યો,
અગમ્ય કંઈ મોદમસ્ત મુજને રમાડી રહ્યો.

તપેલ અતિ આતપે ચકમકન્ત એ રેતીનો
વટાવી પટ વિસ્તર્યો, તટ સુધી હું પ્હોંચી ગયો.
વિશાળ ત્યહિં શી સુંવાળી બની ભીની રેતીતણી
પથારી; અહિં કો અભાગી વિરમે નહિ એ ઘડી?

વિસામી ત્યહિં શીળી રેતતણી રમ્ય શય્યાપરે,
સમીરણ–તુફાનમાં ય ઉરશાન્તિ જે સાંપડી,
ધમાલભર જીવને ય નવ શું રહે સંસ્ફુરી!
વિસામી ત્યહિં શીળી રેતતણી રમ્ય શય્યા પરે,
છલંત ઉછલંત ચંડ નવનર્તને સિન્ધુની
અપૂર્વ નિરખી મનોમય વિભૂતિ સામર્થ્યની;
અને જીવનખેડમાં નહિ શું પ્રેરણાદાયિની?

વિસામી ત્યહિં શીળી રેતતણી રમ્ય શય્યા પરે,
ભયંકર પ્રવૃત્તિમાં ય નિરખી કંઈ સ્વસ્થતા;
અશાન્તિમય જીવને કદી કદી કસોટીસમે
મને ય મળતી રહે વિરલ સ્વસ્થતા, તો ગણું
સુભાગી પળ એહની સકલ સાંપડી ધન્યતા.

ગયાં દિવસ, માસ, વર્ષ; અધિકાં હજી વીતશે;
અને પળ અચૂક અંતિમ કદીક તો આવશે,
મનોમય વિભૂતિ તાંડવ પ્રચંડ સામર્થ્યની
સુનીલ નવલાસ્યરૂપ ધરી અંતરે રાજશે,
સદા હૃદય આશ એ જ અભિલાષ શ્રદ્ધા મને.

૯ : ૩ : ૩૭

## બાલાપુરનું બારું

ખેડી તુફાનો દરિયા તણાં ઘણાં,
પરદેશના કૌતુકના ખજાના
ભરી ભરી, આરબ ઘોડલા સમા
લ્હેકંત મ્હોરે વિજયંત ચાલે,
ફરકાવતા કૈં સફરી ફતેહના
અનેકરંગી અણસંખ્ય વાવટા,
હ્યાં આવતા, નાંગરતા નિરાંતે
રૂડા અરબ્બી બગલા સમુદ્રનાઃ
પંખાળ એ અશ્વ ખરા સમીરના.

ઊંચા અને ગર્વછટા ભરેલા,
ને બોલતા બોલ કઠોર ભાસતા,
વિચિત્ર વેશે વિચરન્ત ઊજળા
અરબી ખલાસી અમ બાલ આંખને
ઓછા નહોતા કંઈ કૌતુકેભર્યા.

હ્યાં આવતા સૂરતના બતેલા,
બેઘાટ તો યે કુતુકો જગાડતા;
મલબાર ને કચ્છ તણાં વહાણો
ભર્યાંભર્યાં હ્યાં નિરખ્યાં ય નાંગર્યાં.

હિન્દુ-મુસલ્મીન—અભેદ સાધતી
અનોખી નૌકાનગરી જ આ હતી.

સાચાવિ એ કેવળ ચિત્ર શું હતું?
આજે દિસે ઉજ્જડ બારું સામટું.
બેપાંચ હોડી પણ રેતદાટી,
બેચાર વ્હાણો પણ તેજહીણાં.
રડ્યુંખડ્યું કો કદિ દૃષ્ટિ આવતું,
પરંતુ એ પૂર્વતણી ધમાલ ક્યાં?
રેતાળ કાંઠો ભરચક્ હતો ત્યાં
એકાંત ઊભું ગતકાલ શોચતું.

અમે વળી કૈં રખડેલ ગોઠિયા
વૃદ્ધે ગણેલા ઉખડેલ આખલા
ગિલ્લીદંડે વેળ હતા રમાડતા;
કુસ્તીદાવે કુંજરબાળ જેવા
ભીની રેતે અંગભભૂત ચોળતા.
કદી કદી કો તફડાવી હોડલું
ઝંપાવતા છાછર નીરમાંહે;
ખલાસીઓને દબડાવતા કદી,
અને કદી જોઈ જ સુકીબંધા
પોકારતા, પાછું ન જોઈ થંભતા.
ને ગાળનાં તીર ખલાસીઓનાં

વાગ્યાં જ જાણે નવ હોય તેવા
ખંખેરીને સર્વ જ રેતી ભેળાં,
નવાં તુફાનો મનમાં ઘટાવતા.

પરંતુ આજે શિશુશૂન્ય આ બધું,
હવે અહીં કો વઢવા ય ના રહ્યું.
છતાં ય હું ચિત્તપટે સરન્તી
જીવન્ત જોતો સહુ ભૂતસૃષ્ટિ;
ક્ષણેક આનન્દજલે લસન્ત
હું કો અતીતું નિરખું જહાજ,
ને સાંભળું ગૂઢ સુકાનીસાદ.

૨ : ૧૨ : ૩૯

## નીરકાવ્ય

દિશા દિશાને મૃદુ ઇંગિતેથી
નવાજતી પૂરવરંગલીલા;
જોઈ ન જોઈ પણ આજ મેં એ,
બીજે જ મારું ઉર તો ઢળ્યું હતું.

એ જ્યાં ઢળ્યું ત્યાં નહિ ધમધમાટ,
ખુરઓ તણા વા નહિ મઘમઘાટ;
સંગીતનું ઇન્દ્રિયમોહનાસ્ત્ર
ધરી ન ઊભો ત્યહિં પુષ્પધન્વા.

પૃથ્વી તણી એ પૃથુ અંજલીશી
એકાંત દીઠી, સખિ, મેં તલાવડી;
અનન્ત આકાશ ઉરે ધરી રહી,
તટદ્રુમો અંતર સંઘરી રહી,
પ્રફુલ્લ એ નિર્મળ પદ્મનેત્રે
શાં કૌતુકે અંતર ઉન્મથી રહી!

ઊડી જતા સારસ-દ્વન્દ્વ કેરી
ક્ષણેક છાયા પડી ને સરી ગઈ;

# ભુલાયા ભેદ બેયના

૧

જે ચાલતાં સ્થિર પદે હજી માંડ શીખી,
ચાતુર્ય અસ્ફુટ હસન્ત વદન્ત રેલે,
તેને સજાવી ચણિયો નવરંગ રૂડો,
ચોળી ગુલાબફૂલથી જ ભરેલી જાણે,
ને ઓઢણી ઇસરતી નભનીલિમાની
વિદ્યુત્ સમી વિલસતી જરિયાન કોરે :
ચાંચલ્ય મૂકી સ્થિર વિદ્યુત આહિં ઊભી
ઊભાડી ભાઈબ્હેને ખુરશી ઉપર કે દર્પણે મૂક જોતી,
માતા ઊભેલ આથી મનભર નિરખે પ્રૌઢ બે બાલમૂર્તિ.

૨

અંગો થયાં શિથિલ, કેડ જરા વળી છે,
આંખો ય ઝૂમતી ઝાંખું જ ઝાંખું ભાળે,
હાંફે પ્રયાસ સહેજેતર કે કરીને
ધારેલ નિર્બલ ઝુકાવલ પાડવેલ,
ટેકંત પાસ કર પ્રેમસુલાકડીએ
ઊભી પ્રસન્ન પદપોષ શું મત્ત પ્રેમે ?

## ભુલાયા ભેદ બેયના

૧

જે ચાલતાં સ્થિર પદે હજી માંડ શીખી,
ચારુત્વ અસ્ફુટ હસન્ત વદન્ત રેલે,
તેને સજાવી ચણિયો નવરંગ રૂડો,
ચોળી ગુલાબફૂલથી જ ભરેલી જાણે,
ને ઓઢણી લસરતી નભનીલિમાની
વિદ્યુત્ સમી વિલસતી જરિયાન કોરે:
ચાંચલ્ય ચૂકી સ્થિર વિદ્યુત આહિં ઊભી
ઊભાડી ભાઈબ્હેને ખુરશી ઉપર કૈં દર્પણે મૂક જોતી,
માતા ઊભેલ આધી મનભર નિરખે પ્રૌઢ એ બાલમૂર્તિ.

૨

અંગો થયાં શિથિલ, કેડ જરા વળી છે,
આંખો ય ઝરમરતી ઝાંખું જ ઝાંખું ભાળે,
લાંબે પ્રવાસ ચઢઊતર કૈં કરીને
થાકેલ નિર્બલ સુકાયલ પાદથંભ,
ટેકંત વામ કર ટેકણલાકડીએ
ઊભી સુણન્ત પદઘોષ શું મૃત્યુ કેરો?

ના, ના; અહીં જીવનખેલ જુદો મચેલો.
પૌત્રી સ્મિતે છલકતી કલબોલનૃત્યે,
બે હાથ બે મધુર બર્ફસળી લઈને,
દાદીનું બાલવય સુપ્ત જગાડતી ત્યાં
ચાટન્ત એક સળી બર્ફતણી હુલાસે,
બીજી સકૌતુક દિયે નિજ દાદીમાને.
ને દાદીમા નિરખતાં નવલો તમાશો
કૈં કૈં દિવાળીનિરખી નિજ જૂની આંખે;
ને બોખલે મુખ સુકાયલ હોઠ ચાંપી
ચૂસે નવા રસથી બર્ફસળી ગુલાબી.

### ૩

જનનીની પ્રતિચ્છાયા પુત્રીના પ્રૌઢવેષમાં,
પૌત્રીના બાલ્યની લીલા દાદીના વૃદ્ધ બાલ્યમાં
અંકાઈ નિરખી હોંસે–ભુલાયા ભેદ બેયના.

૧૮ : ૩ : ૪૦

: ૨ :

ભાગે થોડું પે અમી જીવને તો

ઠેસે ઠેસે હૃદયજનમાં સંવિભાગી જ છું.

# થવું ના જોઈએ!

ઓ જવાની!
રંગ તું આસ્માન કેરા હો ભલે!
જો આજ મારે અંતરે એ સર્વ રંગો શા ખીલે!
જાજે ભલે જાવું જ જ્યારે હોય!
પણ આજ મારે અંતરે મસ્તાન સૌ તુજ તાન હો!
ક્ષણ એકનું ઘેલું ભલે પણ સાચું તારું ગાન હો!

છલકાવ તુજ દરિયાવ જે ભરિયા અમીના!
જો રાખતી તલભાર પણ આજે કમીના!
પળવાર ડૂબી જાઉં તો તેની ગમી ના;
થવું ના જોઈએ તુજને અગર મુજને ખરી કે તું રમી ના!

૭ : ૧૦ : ૪૮

## ઓ ગુલબદન !

ઓ ગુલબદન !
વેરાન મારી ભાગ્યભોમે લ્હેકતી ખીલેલ ઓ !
સો સો ગુલોની મ્હેકને વિસરાવતી ઓ ગુલનયન !
જ્યાં ઊડતી'તી ધૂળ તેં ત્યાં ખીલવ્યા કેવા ચમન !

ઓ ગુલચમન !
તારી ગુલાલીના ફુવારા ફોરસે ફેલન્ત આ
કેસર તણા કાશ્મીરસોહાગો તણું જાણે વહન !
ચહલું ય જ્યાં ફરકન્ત ના ત્યાં કિલ્કિલાટો ઉલ્લસન !

ઓ ગુલવદન !
બેઆબ તેં મચવ્યા અજબ ઝરણાતણા ઝંકાર હ્યાં,
જ્યાં વિસ્તર્યું'તું ઘોર ઘેરી શૂન્યતા કેરું ગહન;
ને નાચવું શીખ્યાં નવેસર અંતરે મારાં નયન,
ઓ ગુલવતન !

ઓ ગુલવતન !
સોહાગની બેમૂલ આ લહરી રહી છે જ્યાં ઋતુ
ત્યાં ભૂતના ભડકા કશા ? ભાવી તણા ભયના સુખન

શા બોલવા? શા ચિન્તવા? હો યા ન હો નિત આ સ્વપ્ન!
આજે રટણ બસ આજનું ને આજની સુલતાનીનું!
ઓ ગુલબદન! ઓ ગુલચમન! ઓ ગુલવદન!
ઓ ગુલવતન!

૧ : ૧૦ : ૪૮

## વિદાય

અયિ પંખિણી !
આસ્માનની ઓ રંગિણી !
હૈયાં તણી ધરતી પરે ધરતી અનેરાં રૂપ,
હૈયાં જ પલટી નાખતી દઈને કરી ત્વદ્રૂપ,
ઓ રસરૂપિણી !

મારી ય હૈયાભોમ તેં કીધી સુભાગી, ભામિની !
તેં યામિની-ઉલ્લાસ દિવસે પ્રેરિયા,
ને દિવસનાં સૌભાગ્ય પ્રગટ્યાં યામિની,
ઓ સ્વામિની !

મહોબત મધુર નિજ પાઈ તેં
મદિરા છલકતા કંઠની છલકાવીને ઉન્માદિની,
ઓ રાગિણી ! ઓ રાગિણી !

તુજ બેશરાબ શરાબી સર આસ્માનમાં ઘુમરાવતી,
ને આ જમીંમાં હુસ્નના ગુલઝાર કૈં મ્હોરાવતી !

તુજને પરી કહું યા અજબ કહું પંખિણી ?
બંધાઈ હૈયાપાંજરે
તેને જ તારા દોરથી

ગેબે બલૂન સમું કરી
ઊંચે અને અન્દર કંઇ હુલસાવતી.

તારો અવલ આસ્વાદ!
કેવાં એ નવલ ઝરણાં ઉરે ઝણુકારતાં!
બેહિસ્તનાં કેવાં સુનેરી ગીત એ રણુકારતાં!

આજે હવે આખિર ઘડી?
લેતી બિદા તું લાગતી, ઓ બેગમા!
આજે બની શું બેતમા?

મુજ ઝિન્દગાનીના જિગર બેમૂલ ઓ!
મારા જિગરની ઝિન્દગી!
મારી ચિરાગ અમૂલ હો!
આજે કરી અંધેર ને ખંડેર શું જાતી જ તું?

તારી કદમબોસી કરી,
તેને કદમ ફટકારતી ધાતી જ શું?
તારે શરાબ નવાજતી,
તેને જ રસ્તાધૂળમાં આળોટતો મૂકી કરી
હત્કારતી ધૂત્કારતી આ તું જતી?
મેં તો ગણેલ હતી તને મુજ માનિની, સહચારિણી!
શું તું ખરેખર તો હતી માયાનટી?

જાવું જ તારે હોય તો તું જા ભલે!
મારું જિગર:અંધારમાં એકલ જલે—

તેની ફિકર મારે નહીં;
તારે ય તે હોયે કશી?
મારે જિગર તું એકદા મનભર વસી,
લાખો ગુલાબોના સ્મિતે દિલભર હસી:
અહેશાન એ તારા મહીં
મુજ ઝિન્દગાની જે હશે જિરવીશ તે—
ને તું?

ને તું કરોડોના દિલે
નવવાસ કરતી હાસજે ઉલ્લાસજે;
ને કોક દી આ ધન્ય ડીધેલું હૃદય
તારી ગુલાબી મ્હેફિલે સંભાર તો સંભારજે.
જાવું જ તો તું જા ભલે!
આંસુછલકતી આંખ ના રોકે, હલે!

૧૭ : ૧૧ : ૪૮

## તારી વિદાય પર—

તારી વિદાય પર જ્યાં મુજ નેત્ર મીંચ્યાં,
ને ચિત્તનાં પણ ચપોચપ દ્વાર દીધાં,
'તું તો ગઈ જ, ન ફરી કદિ આવવાની':
માન્યું અને પૃથુલ નીંદર-અંક ઝૂક્યો;
ત્યાં તો લગીર પલટી તુજ કાયકાન્તિ
તુંને જ સ્વપ્નમહિં મેં પળમાં નિહાળી.
મેં બંધ આંખ મુજ બંધ કરી ફરીથી
તો યે તું તો નવ ચસી મુજ દૃષ્ટિમાંથી.

મારી અમૂંઝણ વધી તુજને નિહાળી,
તારે અમૂંઝણ પરંતુ કશી જ ન્હોતી.
જે ધૃષ્ટતાથી તુજને ત્યજતી નિહાળી,
તે ધૃષ્ટતાથી તુજને વદતી સુણી મેં:

"રે મૂઢ! ધૃષ્ટ મુજને તું ગણે ભલે ને,
ના દુષ્ટ કિન્તુ મુજને ગણતો તું એવી.
દીધી વિદાય બસ નફ્ફટ ને નમેરી
આભાસનાં છળ રચી જ સ્વયં મને તેં.
માયાનટી ગણી મને તુજ મોહમાં તેં?
સૂધો વિચાર તુજને પણ શેં ન સૂઝ્યો?

“હું જન્મની સહચરી તુજ જન્મપૂર્વે
ગંઠાઈ તુંથી ક્યમ એ તુજને ન સૂઝે?
તું રીંખતો હસી રડી ઘર–આંગણામાં
ત્યાં હું હતી જ તુજ પ્રેરક વીજળીશી;
ને નાચકૂદ કપરી કમનીય તો યે
મારા વડે જ તુજ શક્ય બની બધી યે;
હું નેત્ર-જ્યોતિ તુજ પેટવતી સદૈવ
કૈં થનગનાટ તુજ ચિત્ત વિશે જગાડી;
તારા બધા હૃદયબુદ્ધિતણા વિલાસો–
માં હું હતી સહજ સ્વૈર સંચરન્તી.

“હું બાલ્યની તુજ સખી જ બની કિશોરી
પ્રેરી રહી વિમલ મુગ્ધ કિશોરભાવો;
તે હું જ જે નવલ યૌવનરૂપ મ્હોરી
કૈં કૈં અકથ્ય ઉરભાવ જગાડનારી;
ને સ્વપ્નનાં અજબ દર્શન દાખવીને
શૌર્યે અનેક રણમાંહિં રમાડનારી.

“તેં કિન્તુ યૌવન વિશે જ મને નિહાળી.
હું તો પરંતુ તુજ પ્રૌઢ વયે ય તારી
ધાત્રી વિધાત્રી બનીને તુજ પીઢ ભાવો–
માં યે રમીશ દૃઢ સુન્દર તન્તુરૂપ;
ને મૃત્યુમાં ય તુજશું રહી ઓત–પ્રોત
જન્માન્તરે ય જનમીશ હું તારી સંગ.

“વિદ્યુલ્લતા ‘હૃદયમેઘ’ રમાડનારી,
સન્ધ્યા ઉષા વિરલ વૈભવની વિધાત્રી,
વૈવિધ્યથી વિલસતી તમ-જ્યોતિ-રૂપા
—જો હું કરાલ, કમનીય વિશેષ તો યે—
કૈં કૈં રહસ્ય સ્ફુરતી સુગભીર રાત્રી:
આ હું—હવે તું મુજને દઈ જો વિદાય!
જો પુષ્પ તું, સ્ફુરત ગંધ હું સૂક્ષ્મકાય.

“આ હું—
પણું છું એમ ગણી તેં જડેલી જીવસંગને
દીધી વિદાય, ના દીઠી પરિવર્તિતને મને.
તારી હું માત્ર ના, કિન્તુ હું જ તે તું ગણી હવે
દેવા જાકાર જો ઇચ્છે, ખુશીથી તો ભલે તું દે.”

* * *

આંખ મીંચી હતો જાણ્યો સ્વલ્પ જે સ્વપ્ન-આસવ,
ઊઘડી આંખ તો દીઠું હતું એ નિત્ય વાસ્તવ.

૨૩ : ૧૦ : ૪૯

## એક બિન્દુ

હૈયે હૈયે દમકદ્યુતિ કો રાજતું એક બિન્દુ,
એ બિન્દુમાં અકલ વિધિએ આરભ્યો વિશ્વસિન્ધુ;
ને એના અંતરથી વિલસે દિવ્ય કો રંગલીલા,
જેની આગે સુરધનુતણા ભાસતા વર્ણ વ્હીલા.

જ્યારે કોઈ હૃદય દ્વયનાં બિન્દુઓ સામસામાં
આવે, ત્યાં એસહિં પ્રગટિયા વર્ણજ્યોતિર્વિલાસો
પ્રોવાઈને પરસ્પર કો સૃષ્ટિ ઊઠે અનન્ય:
એનાથી શું અધિકતર હોયે કશું રમ્ય ધન્ય?

જોતી એને કરુણસભરા દૃષ્ટિ કો ભાવભૂતિ,
ને કો વ્યંજે સભરકુતુકે કાલીદાસી વિભૂતિ;
એનાં ચિત્રો સુહમય ભરન્તાં સદા ચિત્તસૃષ્ટિ,
નિત્યે નિત્યે નવી અનુભવે માનવી દિવ્ય વૃષ્ટિ.

બિન્દુમાં સિન્ધુતા સંચી, સિન્ધુમાં બિન્દુની છટા;
જોઈ તે ચિત્તમાં જાગે મંગલા મેઘની ઘટા.

૨૧ : ૧ : ૫૨

## એ તનખ

સુવર્ણે ના મઢી છાયા છટાની ઓર ધમકે,
સખી ! કાયા ચાનેરી ના રસી તુજ કોઈ ચમકે;
ન નયનોમાં ગગનની વીજળી કે તારકોની
રચી તલવાર તેજલ કતલ કરતી આશકોની.

પ્રિયે ! તુજ ચાલમાં ચમકાર ના ના હંસકેરો,
ન કોયલ રાગનો રણકો ય તારે કંઠ પેસો,
નહીં અંબાર આંજી નાખનારો બુદ્ધિ કેરો,
નહીં તોખાર તેજી થનગનંતા કલ્પનાનો.

છતાં તુજમાં તનખ મેં એકલાએ એક મીઠી
દીઠી; દીઠા પછી કદિ યે થઈ જે ના અદીઠી
સખી ! જગમાંહિં કોનામાં ય કદિ મેં એ ન દીઠી
અગર જોવા કદી યે ક્યાંય મનમાં એ ન ઇચ્છી.

## એક આલમ્બનતન્તુ

માંડીને સૌ વાત તે શું કહેવી?
ના શું હૈયે આપમેળે ઊગે એ?
હૈયું દીધું સર્વભાવે ધરી મેં;
તેં યે રાખી ના મણા અર્પવામાં.

વાણીના માહાત્મ્યથી ના અજાણ,
ઝાઝાં જાણ્યાં મૌનનાં કિન્તુ મૂલ્ય.
કહેવા જાતાં યે બધું ક્યાં કથાતું?
કૈં વેળા તો ઊલટું ગૂંછળાતું.

તેં મેં એના ક્યાં નથી લ્હાવ લીધા?
ના-ઇચ્છાએ ક્યાં નથી ઘાવ દીધા?
ઘા દઈને છે ખમ્યા સૌ સ્વયં મેં.
દઈ તેં યે ઘા સહ્યા છે સ્વયં ને?

પંપાળંતાં પીડ દીધી મને તેં.
ને મેં યે શું કાંઈ રાખી કમીના?
કોણે કોનો કાઢવો વાંક તો હ્યાં?
ક્હે ઓ ક્હેહ્યાં કોણ કોને ખમાવે?

ને તો યે હૈયા તણો એક બન્ધ.
છેડા એના કુંકુમેથી રસેલા.
રોપ્યો છેડો એક તો જન્મપૂર્વ,
ને બીજો લ્હેરન્ત શો મૃત્યુપાર!

જો લાધ્યો એ એક આલમ્બતન્તુ—
જેનાથી આ સર્વ સૌભાગ્યવન્તું,
ઊઠે જેમાં દિવ્ય સંગીતમૌન,
જેના મૌને સકલરસલેલીન રહે તું હું સર્વ—
શાની તો રે અવઢવ, કશી ભીતિ કે ભ્રાન્તિ ગર્વ?
માણી લેવું મનભર ન કાં સાંપડ્યું પ્રીતિપર્વ?

૨૦ : ૨ : ૪૭

પરંતુ જે અંતર વહ્નિ ઊઠચો
તેની અરે લાધી નહીં જ શાન્તિ.

દિઙ્મૂઢતા અરે કેવી વ્યાપેલી સર્વના દિલે!
જડ નેત્ર ગયાં ભૂલી ન્હેવાનું અશ્રુનાં જલે.
જ્યોત્સ્નાશીલ સખી! તારું હૈયું આ કેમ રે સહે?
કેમ ના સળગી ઊઠે ઉલ્કાની ઉગ્ર વૃષ્ટિએ?

(૪)

ઉલ્લાસતો બાલ, સખી, વહાવ્યો
રે આપણે ગર્જનશૂન્ય સિન્ધુમાં;
સૌદામિનીશી હસતી સુતાને
શું ના વહાવી વણનીર સાગરે?

અ દ ષ્ટ કે તુ, અ નિ વા ર વે ગ,
અદીઠ કોઈ રથમાં પ્રતિષ્ઠ,
અસારથિ ને વળી જે અશસ્ત્ર,
અંધાર ને તેજ વિશે અધૃષ્ય,
પ્રવર્તતું શાશ્વત ને પ્રચંડ,
બ્રહ્માંડમાં એકલ એકચક્ર:

અશબ્દ શક્તિનો એની પરચો પ્હેલ આ નહીં
મારે તારે સખી, તો યે અનુભૂતિ દિસે નવી.
વીંખાઈ ને પીંખાઈ આ ચિત્તની પાંખ તાહરી.

મેં સંયમે અંતરબિન્દુ સાચવ્યાં,
એકાંતમાં યે નવ છે વિખેરિયાં,
કો અગ્નિથી પામી વરાળરૂપ એ
હવે ભલે મર્મ વિશે રહ્યાં રહ્યાં.

(૫)

જનનીએ વછોડેલો ભ્રાત તેં યત્નસાચવ્યો,
કોમળા તુજ હૈયામાં પુત્રથી અધિકો વસ્યો;
વિચ્છેદાઈ જતાં આજે ઘાત એવડ છે થયો.

આશ્વાસના શબ્દ શકું વદી શેં ?
આજે બન્યું છે મુજ જ્ઞાન રંક.
વદું કદી તો ય શું શાન્તિ અર્પશે ?
દાઝેલ હૈયું ક્યમ દાહ ટાળશે ?
સંતપ્ત તારા ઉરધાતુપાત્રમાં
આશ્વાસ શબ્દોની વરાળ ઊડશે.
હું વિજયણું આજ અનશ્રુશોકે,
તું છો વહાવે ઉરને અનર્ગળ;
મને ન શાન્તિ જુહું કેરી આશ્વસે,
તને થશે ગોમતી કેમ શાન્તિદા ?

(૬)

અનુશોચ્ય છતાં તારો અશોચ્ય વિષયે સખી !
હિજરાઈ જતાં યે ના ઉપાયે લવ આવશે.

પરંતુ જે અંતર વહ્નિ ઊઠ્યો
તેની અરે લાધી નહીં જ શાન્તિ.

દિઙ્મૂઢતા અરે કેવી વ્યાપેલી સર્વના દિલે
જડ નેત્ર ગયાં ભૂલી વ્હેવાનું અશ્રુનાં જલે
જ્યોત્સ્નાશીલ સખી ! તારું હૈયું આ કેમ રે સહે
કેમ ના સળગી ઊઠે ઉલ્કાની ઉગ્ર વૃષ્ટિએ

(૪)

ઉલ્લાસતો બાલ, સખી, વહાવ્યો
રે આપણે ગર્જનશૂન્ય સિન્ધુમાં;
સૌદામિનીશી હસતી સુતાને
શું ના વહાવી વણનીર સાગરે ?

અ દ ષ્ટ કે તુ, અ નિ વા ર વે ગ
અદીઠ કોઈ રથમાં પ્રતિ
અસારથિ ને વળી જે અશ
અંધાર ને તેજ વિશે અધૂ
પ્રવર્તતું શાશ્વત ને પ્ર
બ્રહ્માંડમાં એકલ એક

અશબ્દ શક્તિનો એની પરચો મ્હેલ
મારે તારે સખી, તો યે અનુભૂતિ
વીંખાઈ ને પીંખાઈ આ ચિત્તની પાં

## વાંછવું શું વિશેષ?

ક્યાંથી અચિન્ત્ય અહિં ગ્રીષ્મતણી બપોરે
લ્હેરી ગઈ મૃદુલ શીતળું વાયુલ્હેરે?
કેવી પ્રતપ્ત મુજ આમ્રતણી ઘટામાં
કૂજી ગઈ ભગિનિ, કોયલપ્રશ્નટૌકે!

આ ગ્રીષ્મશા પ્રતપતા મુજ જીવને રે
રેતાળતામહિં ય શીતળ કુંજશોભા
ક્યાં યે દિસે હૃદયઠારક જો તને તો
ના બ્હેન, પૂર્ણ યશભાગ ગણીશ મારો.

છાનાં વહેણ જનની–ઉરથી સવેલાં,
માતામહીહૃદયનાં શુચિ નીતરેલાં,
કે બાલમિત્રદિલથી ઊછળી વહેલાં,
ને પ્રેયસીપ્રણયપૂરભર્યાં છલેલાં,
સંસ્કારનીર ગુરુઓની પરંપરાનાં
રેલી રસૈક ભવદર્શન નીતરેલાં,
શિષ્યો વિશે છલકછોળ જ સંક્રમેલાં,
અજ્ઞાત કૈંક સ્મૃતિપાત્ર ભરી સરેલાં
મંગલ ચિરંતન માનવીનાં:

છતાં ય નિત્યત્વ જગે પ્રતિષ્ઠિત
અમૃત્યુ શ્રેયસ્કર ને ઋતંભર.

વિમૃત્યુ છે એક જ એક તત્ત્વ,
જેને સદા યે ગણિયે ભયંકર
અંધારની ચંડ પ્રચંડ મૂર્તિશું:
એ મૃત્યુ તો છે જગમાં સનાતન.

અભેદ્ય એ દુર્ગ તમિસ્રનો દિસે,
સુગુપ્ત એમાં પણ મંગલા દ્યુતિ;
એનું થતાં દર્શન ધન્ય કો પળે
જરૂર અંધાર સમસ્ત ઊજળે.

અખંડ શ્રદ્ધા સખિ! ધન્ય દર્શને
ર્‌હેવી ખરે દુષ્કર દીન ચિત્તને;
ઘડી કરે શોકવિમુક્ત દૃષ્ટિ તું!
ઘડી રમે મંગલ મૃત્યુદર્શને!
રાત્રિ ને દિનના જેવાં મૃત્યુ ને જન્મ વિશ્વમાં;
જન્મમાં મૃત્યુની છાયા, મૃત્યુમાં તેજ જન્મનાં.
રે આવું છે જ જો વિશ્વે તો ડાણું જમાણું કયહાં?

જે સત્યદર્શને પૂર્વે કર્યું'તું સ્થિર ચિત્તને
આજે યે દૃષ્ટિ એ સાધી નિઃશોચ બનવું ન કાં?
એ એક દૃષ્ટિ છે જ્યોત્સ્ના મૃત્યુરાત્રિ ઉજાળવા.

૨૪ : ૪ : ૪૦

## વાંછવું શું વિશેષ?

ક્યાંથી અચિન્ત્ય અહિં ગ્રીષ્મતણી બપોરે
લ્હેરી ગઈ મૃદુલ શીતળું વાયુલ્હેરે?
કેવી પ્રતપ્ત મુજ આમ્રતણી ઘટામાં
કૂજી ગઈ ભગિનિ, કોયલપ્રશ્નટૌકે!

આ ગ્રીષ્મશા પ્રતપતા મુજ જીવને રે
રેતાળતામહિં ય શીતળ કુંજશોભા
ક્યાં યે દિસે હૃદયઠારક જો તને તો
ના બ્હેન, પૂર્ણ યશભાગ ગણીશ મારો.

છાનાં વહેણ જનની-ઉરથી સ્રવેલાં,
માતામહીહૃદયનાં શુચિ નીતરેલાં,
કૈં બાલમિત્રદિલથી ઊછળી વહેલાં,
ને પ્રેયસીપ્રણયપૂરભર્યાં છલેલાં,
સંસ્કારનીર ગુરુઓની પરંપરાનાં
રેલી રસૈક ભવદર્શન નીતરેલાં,
શિષ્યો વિશે છલકછોળ જ સંક્રમેલાં,
અજ્ઞાત કૈંક સ્મૃતિપાત્ર ભરી સરેલાં
સુવ્યાપ્ત મંગલ ચિરંતન માનવીનાં:

શી શી ગણું ગણવું જે સરવાણી છાની
જેણે અરણ્યસમી કુંજવી જિંદગાની?

ને જે નિગૂઢતમ સૌ સરવાણીઓની
અજ્ઞાત આદિમ શિવંકર જન્મદાત્રી,
જેણે કર્યું જીવન આ સહરાયલાને
કૈં સુમંગલ પ્રવાહપ્રસાદપાત્ર:
એને અરે કયમ કરી શકું ચિન્તવી હું?
એનાં અને શકું જ દર્શન જીરવી શેં?
એના સદા હૃદયને રસતા અનન્ય
આહ્‌લાદપૂરમહિં મગ્ન બનું ક્ષણેક,
ને એટલું ય નવ જો નિરમેલ મારે
તો જો મળે કદિક છાલક એક માત્ર,
રે એટલો જ યદિ થાઉં પ્રસાદપાત્ર,
તો આ ભવે ભગિનિ, વાંછવું શું વિશેષ?

૨૭ : ૨ : ૪૦

# અન્ય તે શું અધન્ય?

એ તો જાણે ઠીક કે છાતી-બાંધ્યાં
છોડી બંધો મોકળાં જાય ચાલ્યાં,
ને લે શોધી અન્ય કો છાતી નવ્ય,
પામે શાતા રેડી હૈયાનું દ્રવ્ય.

ને એવું યે ક્યાં નથી જોયું જાણ્યું?
ભૂલી ભેદો પંડ ને પારકાંના,
જેને હોયે છાતીમાંહે સમાવ્યાં,
અંતર્દ્રવ્યે હોય જેને નવાજ્યાં,
તે યે તોડી ફોડી હૈયા-કપાટ,
બીજે શોધે વાસ કે હા...શઘાટ.

રે એ ઊગ્યાં અંતરે વા ઉગાડ્યાં,
બાઝ્યાં જેનાં મૂળ ઊંડે અમેય,
પી પોષાયાં નિત્ય પાતાળપાણી
તે યે કોદી ગૂઢ ઉત્કંપ કેરા
ના-ધારેલા આંચકા ઝાટકા દે:
હૈયા-વાડીનાં બને ત્યાં સ્મશાન.
એથી હોયે અન્ય તે શું અધન્ય?

૫ : ૫ : ૪૫

## 'જાણું બન્ધુ !—

જાણું બન્ધુ ! કોમળું હૈયું તારું
મારા પ્રત્યે નિત્ય કેવું દ્રવે છે !
ને તું જાણે ભાવ-સ્રોતે ય મારો
વ્હેતો કેવો નિત્ય તારા ભણી તે.

ને હું જાણું જિંદગીમાં બધાંને
પીવાના છે ઝેરઘૂંટો અનેક;
જે તારે યે ના લખ્યા અલ્પ છેક.
તો હું શાને મર્મના ઘા ઉઘાડું ?
દે સ્હેવા તું મુજ કરમનું એકલાને મને જ.

હું તો ઇચ્છું એકલો નિત્ય મારે
નિર્મેલા જે ઘૂંટ તે પી જવાનું,
કોઠે પાડી સર્વ એ શાન્તિમૌને
ઢાંકી હૈયું ફુલ્લતવદને કૈંક જીવી જવાનું.

જાણું કેવો યોગ છે આ અંકારો,
જાણું કેવો આકરો આ સમાધિ,
તો યે ઇચ્છું કેમ, ઓ બન્ધુ મારા,
અન્તર્દાહે તું-સ્વજન-તણું હૈયું યે બાળવાનું ?

મારી તો યે એક તો છે મહેચ્છા,
ને તેનો તો હું સદા આગ્રહી છું:
લાધે થોડું યે આ જીવને તો
હોંસે હોંસે હૃદયજનમાં સંવિભાગી જ દેવું.

૧૯૪૪

: ૨ :

અંગ્રેજોની રંગભૂમિમાં શાન્તિમન્ત્ર-ઉદ્દગાયક હો !

ભવનમંગલ પરમવિધાયક આત્મતન્ત્ર અધિનાયક હો !

# સત્યવ્રત હો!

લોકવ્રત હો! સત્યવ્રત હો!

દલિત અને દળનાર ઉભયના પુણ્ય-પ્રખર ઉદ્ધારક હો!
પતિતતણા પયગંબર અદ્‌ભુત સ્પર્શ સુખદ સંજીવક હો!

ભીતિભર્યાં અમ અંતરમાંહે અભયતણા પ્રોત્સાહક હો!
હિંસાની વિષમય વિધ્વંસક જ્વાલાના પરિશામક હો!

ઝંઝાઓની રંગભૂમિમાં શાન્તિમન્ત્ર-ઉદ્‌ગાયક હો!
જીવનમંગલ પરમવિધાયક આત્મતન્ત્ર અધિનાયક હો!
લોકવ્રત હો! સત્યવ્રત હો!

# સત્યવ્રત હો!

લોકવ્રત હો! સત્યવ્રત હો!

દલિત અને દળનાર ઉભયના પુણ્ય-પ્રખર ઉદ્ધારક હો!
પતિતતણા પયગંબર અદ્‌ભુત સ્પર્શ સુખદ સંજીવક હો!

ભીતિભર્યાં અમ અંતરમાંહે અભયતણા પ્રોત્સાહક હો!
હિંસાની વિષમય વિધ્વંસક જ્વાલાના પરિશામક હો!

ઝંઝાઓની રંગભૂમિમાં શાન્તિમન્ત્ર-ઉદ્‌ગાયક હો!
જીવનમંગલ પરમવિધાયક આત્મતન્ત્ર અધિનાયક હો!
લોકવ્રત હો! સત્યવ્રત હો!

# વસુંધરાનું ગુંજન

असतो मा सद्गमय ।
तमसो मा ज्योतिर्गमय ।
मृत्योर्मा अमृतं गमय ॥

માયા અસત્ તણી નિહાળી ભવાટવીમાં
ને જાગી અંતર વિશે સત કેરી ઝંખા,
ઘેરી પ્રચંડ તમ જીવનને નડ્યાં'તાં
ને વાંછના પ્રબલ જ્યોતિ તણી જ જાગી,
ભેંકાર કૈં નિરખતાં જગ મૃત્યુલીલા
આહ્‌લાદ-કલ્પન સ્ફુર્યું અમૃતત્વ કેરું :
એવા અમૃતપુત્રોથી પનોતી હું વસુંધરા,
એમનાં જ તપોથી હું ક્ષમાશીલ ઋતંભરા.

બાહ્યાન્તર્ વિસ્તરેલી જગ મદ-પ્રસરતી રાવણી ચંડ માયા,
નિદ્રાની કુંભકર્ણી સત-અવગણતી વ્યાપી'તી જાડ્યછાયા,
ત્યારે યે માનવીના હૃદયહૃદયમાં જીવતી જ્યોત જેવી
ઊઠી ઉદ્દીપ્ત મારે હૃદયગહન શી રામની મૂર્તિ ભદ્રા.
કહું ગૌરવ તે કોનું? વાલ્મીકિ-પ્રતિભા તણું
કે હયાસત્ત્વશા મારા પનોતા રામભદ્રનું?

ઈર્ષ્યા હિંસા તણી જ્યાં વિકૃતિ કુટિલતા શૌર્યને ભક્ષતી'તી,
ટેકેથી ને છકેલી મનુકુલહિતના ધર્મને લોપતી'તી,

જ્યારે હું ક્ષુબ્ધ હૈયે વલવલતી હતી દીન એ દેવકીશી,
ત્યારે મારે પનોતો ઉદર પ્રગટિયો એ અનાસક્ત યોગી.
હૈયાધારણ દેનારો ઉતારી પાપભારને
અધ્યાત્મદૃષ્ટિથી વ્યાપે આજે યે મુજ ચિત્તને.
સંભારું ગૌરવે એના સ્થિરધી પુરુષાર્થને,
ને નમું ગુરુભાવે હું કવિ એ ચરિતાર્થને.

લાગે જે કૈં જનોનાં શિથિલ નયનને દૂરનો ભૂતકાલ
મારે તો તે બધો યે હૃદયવિલસતો વર્તતો હોય હાલ;
મારી યાત્રા અનન્તે સુખદ સુભગ, કૌટિલ્યથી ને કરાલ,
પીધાં મેં શાન્તિવારિ, અધિક અધિક જો કે બળી અગ્નિઝાળ.

વીંટાયું જગને દીઠું તૃષ્ણાની વિષવેલથી,
માનવીની કલા દીઠી હિંસાના અનલે ગ્રસી.
क्षणिकं क्षणिकं सर्वं दुःखं दुःखं નિહાળીને
સિદ્ધાર્થ નીકળ્યો ચાલી પામવા સત્ત્વ બોધિને:
બુદ્ધ પ્રબુદ્ધ એ વીર અંધારા ઇતિહાસના
ઉજાળે પંથને પ્રેમ–અહિંસાના પ્રદીપથી.
એની દૃષ્ટે દયાનાં સરવર છલક્યાં, સાગરો ઊલટ્યા યે,
અંગે મારા પડેલા શતશત વ્રણ સંજીવનેથી રુઝ્યા એ,
મારો એ બાલ મોંઘો મનુકુલમણિ એ સૌમ્ય એ ભવ્ય ને એ,
આજે યે છાતી એના સ્મરણ સુખદથી પ્રસ્નવે હેતધારે.
માનવીજીવને વ્યાપ્યો ગભીર करुणो रसः
તે બન્યો ઉરમાં એના સાત્ત્વિકો करुणाद्रवः

પિતૃત્વ પ્રભુજીનું, ને ભ્રાતૃત્વ મનુબાલનું,
જગ ઉપર ઝંખન્તો શુદ્ધ સામ્રાજ્ય સ્વર્ગનું,
કંટકી તાજ પ્હેરલો, ધારેલો ક્રૂસ અંતરે,
ખીલા ઠોકેલ અંગાંગે, પનોતો પ્રભુપુત્ર એ:
સંભારન્તા વહન્તું શતશત ઝરણે હૈયું આ રક્તાધારે.
જંગાલિયતનાં ઘેરાં અંધારાં જગઘેરતાં
તેમાં સાત્ત્વિક ને શીળી એની વિસ્તરતી પ્રભા.
આજે યે એ સ્ફુરે કેવો કૂટસ્થ અચલ ધ્રુવ,
ને સવે શુભ એ કેવાં એનાં હૃદય-અમૃત!

હૈયું રામે રસેલું, જીવનવહનમાંહે અનાસક્ત યોગી,
ધારેલો ને અહિંસા પ્રબલ પ્રગટ હસ્તે મહા બુદ્ધદંડ,
ને સત્યે મીટ માંડી, સતત પ્રભવતી જાગૃતીનો પિતા એ:
એની તો કર્મગંગા સકલ જગતની પાવની માતૃરૂપ.
જગની સાધુતા કેરો ગાંધી એ વર વારસ,
શુદ્ધ બુદ્ધ સદા એનો વર્તતો વિમળો યશ.
નવા જીવનના યજ્ઞો નિયમ્યા નવમન્ત્રથી,
મહારણ અહિંસાનાં ખેલન્તો એ મહારથી.

પ્રતાપ ભાનુના જેવો, સૌમ્યતા સોમના સમી,
સર્વનાં વિષને શોષી વર્ષ્યાં એણે સદા અમી.
અહો શી ધ્યેયસન્નિષ્ઠા, અને સાધનજાગૃતી!
ઘૂમતી ઘોર ઝંઝાઓ વચ્ચે યે ન ડગી ધૃતિ.

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु न कश्चिद् दुःखमाप्नुयात् ॥
એ ભદ્ર આર્ષ દૃષ્ટિનો દ્રષ્ટા શો વર્તમાન એ
ઊર્ધ્વ-અંગુલિ ઉદ્‌બોધે સદા ય સ્થિર ચિત્તથી !
સર્વોદય સદા ઝંખ્યો, સર્વોદય સદા ચર્યો,
સર્વોદયની સિદ્ધિમાં એ મહાત્મ સદા રમ્યો.
ભારતી-જનનો ભવ્ય નવ્ય દ્રષ્ટા જગદ્‌ગુરુ,
મારા હૃદયનો છેલ્લો વિસામો, નહિ હું રડું.

મહાજીવો તણી આ હું જનેતા ક્યમ શાંકડી ?
કહે જન મને પૃથ્વી, તો બનું ક્યમ સાંકડી ?
ઊર્ધ્વહસ્ત બની સૌએ ઉચ્ચાર્યો પ્રશ્ન એક જે,
પાછો જગતના હૈયે ટંકારું આજ હું ય તે :
धर्मादर्थश्च कामश्च स धर्मः किं न सेव्यते ?

૧૯ : ૯ : ૫૦

## જાગૃતિ–ગંગા

ઊગવું પૂર્વમાં ને કૈં તપીને પશ્ચિમે જવું:
જ્યોતિઓનો સદા જાણ્યો ક્રમ નિશ્ચિત વિશ્વનો;
પરંતુ ભાંગતી રાત્રી જેવો અંધાર વ્યાપિયો
હતો ભારતમાં જ્યારે, પશ્ચિમે જ્યોતિ ઉદ્દગમ્યો;
પ્રતાપ ભાનુના જેવો, સૌમ્યતા સોમના સમી,
સર્વનાં વિષને શોષી વર્ષ્યાં જેણે સદા અમી.
પાન પીપળનાં જેવાં કંપતાં મન ભીતિએ
ભારતીય જનો કેરાં રસ્યાં લોખંડ-શક્તિએ.
દુઃખદારિદ્ર્યને દેખી, પરખી જાડ્યમાન્દ્યને,
સંજીવની તણા મન્ત્રે જગાડ્યાં નવજીવને.
ઢંઢોળ્યાં કૈં સુષુપ્તોને, જગાડ્યાં અર્ધજાગતાં,
જાગેલાંને ચલાવ્યાં, ને દોડાવ્યાં ચાલતાં જ જે.

નવજાગૃતિની ગંગા કરતી સર્વ પાવન
વહી ચોદિશમાં વેગે બની એ સર્વભાવન.
જાગ્યું પૌરુષ, ને મ્હોર્યું સ્ત્રીત્વ દીર્ઘપ્રસુપ્ત જે,
નવોદય તણા હર્ષે નવા જોમે નવોદ્યમે.
નવો યજ્ઞ, નવા મન્ત્રો, નવા યાજક દીક્ષિત,
નવાં ધ્યેય, નવાં પ્રેય, નવાં શ્રેય સમીક્ષિત.

એક પક્ષે હતી સત્તા તણી હિંસા વ્યવસ્થિત,
અન્ય પક્ષે અહિંસા ને સત્યનું નવગૌરવ:
હતો રણે ચડ્યો એ તો રાષ્ટ્રનો પ્રાણ જાગૃત.

આદર્યાં યજ્ઞમાં ભંગ પડ્યા અંદરબ્હારથી,
ન લક્ષ્ય ચૂકિયો તો યે સ્થિરદૃષ્ટિ સહારથી.
જગદ્ગુરુ! મહાપ્રાજ્ઞ! ભારતીના ભગીરથ!
અમે અનેક વેળાએ ઉલ્લંઘ્યા દાખવ્યો પથ,
તમે ફરી ફરી લીધો માર્ગે રાષ્ટ્રતણો રથ.
અધૂરપ અમારીને સહી મધુરપે તમે
પડ્યાં ત્યાંથી ઉઠાડીને પ્રવર્તાવ્યાં સદુદ્યમે.
અહો શી ધ્યેય-સન્નિષ્ઠા અને સાધનજાગૃતિ!
ઘૂમતી ઘોર ઝંઝાઓ વચ્ચે યે ન ડગી ધૃતિ!

પરમ સનાતન ધન્ય વર્તમાને
સુચરિત સંતત મૂક ભવ્ય ગાને
કુતુકભરી અનુભૂત વૃદ્ધ આંખે
વિરલ ગણી દ્યુતિ ભૂતકાલ ઝાંખે.

૮ : ૪ : ૪૯

# ફૂલવિસર્જન

રાષ્ટ્રધ્વજે ફરકતી જુહુનીર નૌકા
સંચી સમૃદ્ધિ કઈ અંતર ઊપડન્તી?
હૈયે કશી છલક? શા વળી મૌનભાર?
આંખો અસંખ્ય બનતી ત્યહિં બદ્ધતાર.
ખૂંચી જતી જ અમ અંતરસત્ત્વ જાણે!
એ ભસ્મપાત્રમહિં ભારતસર્વસાર.

ઓ તીર્થરૂપ! તમ ભસ્મ? વિચારતાં યે
ઉત્કંપ અંતર વિશે અણુકલ્પ્ય વ્યાપે.
દેહાન્તવાત બહુવાર વિચારી વાંચી,
ને અંતદર્શનછબી ભરઆંખ સાંચી,
હૈયે ન તો ય 'ન તમે'ની પ્રતીતિ થાતી.

આજે પ્રયાગ શુચિ સંગમના સુનીરે,
બીજાં અનેક વળી ભારતલોમતીર્થે,
ને આ અમે અહિં ય સાગર સર્વતીર્થે,
હો તીર્થરાજ! તમ ફૂલ વિસર્જવાના;
મોંઘી પરંતુ તમ સૌરભ સંચવાના.

તીર્થોદકે કહ્યું સદા ય સ્વયં પવિત્ર
ને અગ્નિ યે સકલશોધન આપશુદ્ધ.

ગંગા તમારી પણ જીવનની અનેરી
જાતે વિશુદ્ધ જ, પ્રબુદ્ધ પિતા વહેલી !

પિતા એ રાષ્ટ્રના ભવ્ય ! નવ્ય દ્રષ્ટા જગદ્ગુરુ !
વિસર્જી ફૂલને તીર્થે જીવને નવસર્જીએ.

૧૨ : ૨ : ૪૮

## ધૂલિ તુજ ધન્ય!

વન્દું ભારતી! ધૂલિ તુજ ધન્ય!
સ્થાવર જંગમ સકલ તીર્થમાં જનનિસમું નહિ અન્ય,
વન્દું ભારતી! તીર્થ એ ધન્ય!

ગજબ અંધારભર્યા એ જંગ
ખેલી, ભારતી, બહુ મનતંગ,
સહ્યા એ અસહ્ય કૈં મનભંગ:
કહ્યા શેં જાય કીટયા રે રંગ?
પ્રથમ ઉદયનાં કિરણો કેરા આજે અભિનવ રંગ
વ્યાપે હૈયે અજબ પનોતા જાગે અંગે અંગ.
વન્દું ભારતી! તીર્થ એ ધન્ય!

પ્રથમ પુષ્પોદ્ગમશા ઉલ્લાસ,
પરિમલગૂઢ અનેરા હાસ,
ખમ્યા પછી જખમ, જખમના હ્રાસ,
જખમના હ્રાસ, હ્રાસના ત્રાસ.
આજ વિલાસે અભિનવ ભારતી! પ્રગટિત પ્રથમ પ્રકાશ.
અવલનવલ અવતારસમો શો છલછલ થતો ઉજાસ!
વન્દું ભારતી! ધૂલિ તુજ ધન્ય!

ચઢ્યા'તા પ્રલયમેઘના ભાર,
કાલની તેગસમા ચમકાર,
પડ્યા'તા અણચિન્ત્યા અંગાર
માત ! તુજ અંતરને આગાર.
અગ્નિસ્નાન પછી ર્‌હેલેરો આજ અમીવરસાદ;
પૂર્વક્ષયે ઓછાયેલો તો ય ઊઠે હર્ષનિનાદ.
વન્દું ભારતી ! ધૂલિ તુજ ધન્ય !
તીર્થમાં તીર્થ અહો તું અનન્ય !

૬ : ૮ : ૪૭

## મૂર્છાની અપયશકથા

અમે હ્યાં આળોટ્યાં, જનનિ, તુજ ઔદાર્ય-ઉદરે;
પનોતાં તેં પાયાં અમૃતમય સૌભ્રાત્ર અમને.
અમારાં દુર્ભાગ્યે વિષમય બન્યાં એ સહુ, અને
હુલાવ્યાં ઉન્માદે તુજ ઉદર હા ખંજર અમે!
અમારી મૂર્છાની અપયશકથા એટલી જ જો
હતે તો ટૈંકે યે શકત જગચોકે રહી ખડા,
અને ભૂલી જાતે જગત પણ એ સૌ ભુલકણું.

અમે તો પીધેલી અમૃત ગણી ઉન્મત્ત મદિરા!
બન્યા આત્મોચ્છેદે અધિકઅધિકા શૂર\બધિરા!
પછી શું જોવાનું?
કશી શરમમાઝા ય અમને
નડે, જ્યાં માતેલા રચીપચી ગયા ઝેરવમને?

કશા ઝંઝાવાતો!
કશા વિદ્યુત્પાતો!
અરે શા ઉદ્ઘાતો! વિપથ-ભ્રમ ઉદ્દંડમતિના!
બધા શું એ ખેલો ક્ષણ-ચવળચંડી નિયતિના?

જનનીઘાતનું ઘોર કપાળે ચોટ્યું પાતક:
અરે એ કેમ ધોવાશે બન્યા જ્યાં આત્મઘાતક?

‘ આત્મા જ આત્મનો બન્ધુ, આત્મા જ રિપુ આત્મનો ’
પૂર્વાર્ધ વિસ્મર્યા, વ્યાપ્યો મોહ શો ઉત્તરાર્ધનો !
જગાડ્યા ધારણોમાંથી, નિવાર્યા પરચક્રથી,
અહિંસા સત્યની, બાપુ, ઘૂંટાવી દ્વાદશાક્ષરી,
અધૂરાં સૌ અમે પાત્રો, અપાત્રો વા કુપાત્ર વા;
સંજીવની તમે દીધી, અમે ના જીરવી શક્યાં.
અમે આનન્દની વેળા કીધી વિષમયી અરે !
અપૂર્વ ધન્યતાને યે રજોટી ધૂળમાં ખરે !

૨૬ : ૯ : ૪૭

## મૂર્છાની અપયશકથા

અમે હ્યાં આળોટ્યાં, જનનિ, તુજ ઔદાર્ય-ઉદરે;
પનોતાં તેં પાયાં અમૃતમય સૌભ્રાત્ર અમને.
અમારાં દુર્ભાગ્યે વિષમય બન્યાં એ સહુ, અને
હુલાવ્યાં ઉન્માદે તુજ ઉદર હા ખંજર અમે!
અમારી મૂર્છાની અપયશકથા એટલી જ જો
હતે તો કૈં કે યે શકત જગચોકે રહી ખડા,
અને ભૂલી જાતે જગત પણ એ સૌ ભુલકણું.

અમે તો પીધેલી અમૃત ગણી ઉન્મત્ત મદિરા!
બન્યા આત્મોચ્છેદે અધિકઅધિકા શૂર\બધિરા!
પછી શું જોવાનું?
કશી શરમમાઝા ય અમને
નડે, જ્યાં માતેલા રચીપચી ગયા ઝેરવમને?

કશા ઝંઝાવાતો!
કશા વિદ્યુત્પાતો!
અરે શા ઉદ્ઘાતો! વિપથ-ભ્રમ ઉદ્દંડમતિના!
બધા શું એ ખેલો ક્ષણ-અવળચંડી નિયતિના?

જનનીઘાતનું ઘોર કપાળે ચોટ્યું પાતકઃ
અરે એ કેમ ધોવાશે બન્યા જ્યાં આત્મઘાતક!

‘ આત્મા જ આત્મનો બન્ધુ, આત્મા જ રિપુ આત્મનો ’
પૂર્વાર્ધ વિસ્મર્યો, વ્યાપ્યો મોહ શો ઉત્તરાર્ધનો!
જગાડ્યા ધારણોમાંથી, નિવાર્યા પરચક્રથી,
અહિંસા સત્યની, બાપુ, ઘૂંટાવી દ્વાદશાક્ષરી,
અધૂરાં સૌ અમે પાત્રો, અપાત્રો વા કુપાત્ર વા;
સંજીવની તમે દીધી, અમે ના જીરવી શક્યાં.
અમે આનન્દની વેળા કીધી વિષમયી અરે!
અપૂર્વ ધન્યતાને યે રજોટી ધૂળમાં ખરે!

૨૬ : ૯ : ૪૭

: ૪ :

આજે મારી છાતીમાં ભડકાય

રૂપેરી રાતું, સોનેરી સોણલાં !

## લ્હેકંતા લીમડા હેઠે

સાંજરે લ્હેકંતા લીમડા હેઠે કે આંખિયું મ્હેલેરી સંભરી;
સાંભરે આ રે આંબલિયે મ્હેલેરી હૈયાની ફોરી'તી મંજરી.
રૂપેરી રંગમાં,
રજની ઓછંગમાં,
સાંભરે મ્હેલેરી કોઈ નવે પાણી અજાણી આ છલકી'તી છાતડી;
ક્રાંક રે બોલી ને ઝાઝી અબોલી અમોલી એ વરતી'તી વાતડી.
ચૂતી'તી ચૂંદડી
લીલી રતુંબડી,
સાંભરે લ્હેરાતી કોક નવી લ્હેરે,
ને રંગ નવે ઘેરે આ ઉઘડી'તી આંખડી;
અંતરે અદબીડી નવલા પરાગે,
અનેરા કો રાગે એ ખીલી'તી પાંખડી.
સાંજરે લ્હેકંતા લીમડા હેઠે કે આંખિયું મ્હેલેરી સંભરી;
સાંભરે આ રે આંબલિયે મ્હેલેરી હૈયાની ફોરી'તી મંજરી,

૧૨ : ૧૦ : ૪૭

## એ 'લ્યા !

એ 'લ્યા, આઘો આઘો જો પેલો ચાંદલો, ને એનાં
હૈયું હીલોળે કેવાં તેજ રે !
ઝાઝેરી વાતું ક્હેવી તે શી રે મોઢે નાનડે ?

એ 'લ્યા, છોડે છબીલાં ફૂલછોગલાં, ને એની
મ્હેક મ્હેકાતી કેવી ધાય રે !
ઝાઝેરી વાતું, વાલમ, ક્હેતાં મુને ના'વડે.

એ 'લ્યા, મેહુલો ઘેરો ઝૂકે આભમાં, ને એની
ધારાએ ધરણી આ ન્હાય રે !
ઊડેરી વાતું ઓચરવી શે' મુખ આવડે ?

એ 'લ્યા, હૈયું ડોકાતું આંખબારીએ તેં કહી
ભાળ્યું ભમ્મરીએ શું ન્હોય રે ?
છાનેરી વાતું જીભડિયે શી ઝાઝી ચૂંથવી ?

ડિસેમ્બર ૧૯૪૬

# રૂપેરી રાત્યું, સોનેરી સોણલાં!

આજે મારી છાતીમાં છલકાય
  રૂપેરી રાત્યું, સોનેરી સોણલાં!

જોબનિયું એ જાણે આંબાવાડિયું
મ્હેકી ઊઠ્યું નવે મ્હોર,
કાળી રે કોયલડીએ ગાજતું!
ચેત્યું ચિત્તડું ચકોર?
  રૂપેરી રાત્યું, સોનેરી સોણલાં!

ધરતી નવલ લ્હેરે લ્હેકતી
જાણે ઊઠી નવે મોલ,
ગીતડાં ગોરીનાં ઘેલાં ઝીલતી!
ઊઠ્યા જાગી સૂતા બોલ!
  રૂપેરી રાત્યું, સોનેરી સોણલાં!

મદે રે છલક છલકી જતી
જાણે નદી નવે પૂર!
નવી રે વીણામાં જાણે જાગિયા
ઘેરા અમૂલખ સૂર!
  રૂપેરી રાત્યું, સોનેરી સોણલાં!

આજે મારી છાતીમાં છલકાય
રૂપેરી રાત્યું, સોનેરી સોણલાં!

૪ : ૯ : ૪૯

## કો કમી નથી જ

હાં રે મને વ્હાલાં વાદળ, વ્હાલી વીજ;
રે હાં મને વ્હાલી પૂનમ, વ્હાલી બીજ.

વાદળ વરસીને મારું હૈયું પલાળે,
વીજ તણી રીત તો જુદી જ.
હાં રે મને...

ઉરના અંધાર પૂર્ણ પલટન્તી પૂર્ણિમા,
બીજ તણી આંખ તો નવી જ.
હાં રે મને....

ધરણી લખલૂટ એનાં હૈયાધન પાથરે,
આભ ભર્યાં; ના મણા કશી જ.
હાં રે મને....

ધરતી ધરણી હૈયે આભ આખું ન્યાળતાં
હૈયે સુજ નવલી પતીજ.
હાં રે મને....

ધારતી વસન્તમ્હેક શારદી પ્રસન્નતા
હૈયે, ત્યાં કો કમી નથી જ.
હાં રે મને....

હું રે મને જોવાં ફાગણ, જોવી ચીજ;
રે હું મને જોવી પૂનમ, જોવી બીજ.

૧ : ૧૦ : ૫૦

## ચાંપો મ્હોરિયો

મેઘતણી વાડીમાં વીજલ-વેલ;
  મારી રે વાડીમાં ચાંપો મ્હોરિયો!
છલકાતી છંટાતી આભલ-હેલ,
  છાંટે રે છંટાતો ચાંપો મ્હોરિયો!

આભે રે અંકાઈ સોનલ સેર;
  મારી રે વાડીમાં ચાંપો મ્હોરિયો!
છો આભે સોનેરી ઝાકઝમેર;
  મારી તો વાડીમાં ચાંપો મ્હોરિયો!

આભતણા આઘેરા સોનલ મેર,
  મારે તો મન્દિરિયે ચાંપો મ્હોરિયો!
એ આઘાં સોનાંમાં ગન્ધ ન સેર,
  મારો તો સોનેરી ચાંપો મ્હોરિયો!

૨૪ : ૫ : ૪૯

## ક્હે ક્હે 'લી વીજળી!

ક્હે ક્હે 'લી વીજળી! ક્હે ક્હે 'લી વીજળી!
ચમકારે મ્હાલતી,
ધમકારે ચાલતી,
આભની અટારી ઝબકારતી,
ક્હે ક્હે 'લી વીજળી!

જેને વીંટાતી તારી દેહ કેરી વેલડી,
જેની ગોરંભ છટા ગગને સાહેલડી,
એવા ઘનશ્યામ કેરે હૈયે શું લાડતી?
ક્હે ક્હે 'લી વીજળી!

ઝબકે ને સબકે આ જાગી જગાડતી!
મેઘકેરું હૈયું ક્હે તેજે ઉજાળતી
કે એને કાતિલ કો ઝાળે દઝાડતી?
ક્હે ક્હે 'લી વીજળી!

ક્હે ક્હે 'લી વીજળી! ક્હે ક્હે 'લી વીજળી!

૨૪ : ૫ : ૪૯

## ના રે ગલગોટા ગુલાબ!

ના રે ગલગોટા ગુલાબ!
શાં રે ગલગોટા ગુલાબ?
ગોરી મોરી,
ના રે ગલગોટા ગુલાબ!

જાઈ ને જૂઈ ચમેલી ને ચંપો:
બોરસલી ડોલરનો ઉર ના અજંપો;
ના એની ઝંખા કે જાપ,
એણે શમે ના સંતાપ;
ગોરી મોરી, ના રે ગલગોટા ગુલાબ!

ફૂલની સુંવાળપ ને મઘમઘતી ગંધમાં,
ભાતભાતના છબીલ છલકંતા રંગમાં,
ના તું-હૈયાનો પરાગ,
તારા હૈયાનો ન રાગ;
ગોરી મોરી, ના રે ગલગોટા ગુલાબ!

ના રે ગલગોટા ગુલાબ!
શાં રે ગલગોટા ગુલાબ?
ગોરી મોરી,
ના રે ગલગોટા ગુલાબ!

૨૨ : ૧૦ : ૫૧

## સખિ, ચાર ચાર આંબા મ્હોરિયા !

સખિ, ચાર ચાર આંબા મ્હોરિયા,
કેવા ભર્યા ભર્યા પથરાય રે!
હાં રે મારે અંતરભરી સુરભાય રે!
જો રે સખિ, ચાર ચાર આંબા મ્હોરિયા!

પણે ચાર ચાર આંબા મ્હોરિયા,
મહીં કોયલ શી મલકાય રે,
હાં રે મહીં કોયલ શી ટહુકાય રે!
જો રે સખિ, ચાર ચાર આંબા મ્હોરિયા!

ઓલ્યા ચાર ચાર આંબા મ્હોરિયા,
એની શીળી ઘટા ઘેરાય રે,
હાં રે મારે અંતર શી છવરાય રે!
જો રે સખિ, ચાર ચાર આંબા મ્હોરિયા!

પેલા ચાર ચાર આંબા મ્હોરિયા,
ઘેલો મોરલિયો' ઢળકાય રે,
હાં રે એની કલગીનાં કામણ થાય રે;
જો રે સખિ, ચાર ચાર આંબા મ્હોરિયા!

ભલે ચાર ચાર આંબા મ્હોરિયા,
એમાં ચોરીનાં મંગલ થાય રે,
હાં રે એમાં હૈયાંની ચોરિયું રચાય રે;
જો રે સખિ, ચાર ચાર આંબા મ્હોરિયા!

ઘેલા ચાર ચાર આંબા મ્હોરિયા,
ઘેલી ગ્રીષ્મના ય શીતળ વાય રે,
હાં રે એમાં ગ્રીષ્મતણા માદક વાય રે,
જો રે સખિ, ચાર ચાર આંબા મ્હોરિયા!

અલી, ચાર ચાર આંબા મ્હોરિયા,
મારું હૈયું શું મ્હેકમ્હેકાં થાય રે,
હાં રે મારી મંજરિયું મ્હેકમ્હેકાં થાય રે;
જો રે સખિ, ચાર ચાર આંબા મ્હોરિયા!

૨ : ૩ : ૪૦

## ઓ પનિહારી પાતળી !

શાપી અહલ્યા શું અહિંયા પડી ઢળી,
રોષે સતી શું દક્ષયજ્ઞમાંહ્ય પ્રજ્વળી,
શિવની નિર્માલ્ય વા શું વિખરી ચંપાકળી !
પનિહારી પાતળી !

આષાઢી મેહુલાને ઘોર ગાન ગાજતી,
ભર રે ભાદરવે ઉર-છલકાતી રાજતી,
સાજનના સમણે તું અહિયર શું સાજતી,
ચૈતર વૈશાખે ચૂસેલી,
આજે મેલીઘેલી,
ઓ પનિહારી પાતળી !

ઝૂકી લચેલ, સખી, આંબાની છાયમાં,
બળતા બપોર તણી સૂસવતી લાયમાં,
નેણાં નમાવી તારી કરમાયલ કાયમાં
ઊંડેરું આજ કવિ જોતો;
ઊચેરું જરી જો તો,
ઓ પનિહારી પાતળી !

કોયલના રાગ કેરો જાગે અનુરાગ ના,
ખેતરની ગોરીના કંઠનો પ્રસાદ ના;
કવિને શો રસ કેરો આવડો પ્રસાદ આ?
તારા અવસાદમૌનગાને
ઝૂક્યો રસપાને,
ઓ પનિહારી પાતળી!

આજ ભલે તારી ના છલકાતી છાતડી,
છોને કુંઠાય તારી રમ્ય ગતિ વાંકડી,
તારો પથ છો આજે શેરી કો સાંકડી;
તારાં મૌને શમેલ રાગે
સાતે સ્વરે ય જાગે
આ હૈયું ઓ રાંકડી!
ગાજે અનેરા અવાજે,
ઓ પનિહારી પાતળી!

૫ : ૫ : ૪૫

## ઓ પનિહારી પાતળી !

શાપી અહલ્યા શું અહિંયા પડી ઢળી,
રોષે સતી શું દક્ષયજ્ઞમાંહ્ય પ્રજવળી,
શિવની નિર્માલ્ય વા શું વિખરી ચંપાકળી !
પનિહારી પાતળી !

આષાઢી મેહુલાને ઘોર ગાન ગાજતી,
ક્યાર રે ભાદરવે ઉર-છલકાતી રાજતી,
સાજનના સમણે તું સહિયર શું સાજતી,
ચૈતર વૈશાખે ચૂસેલી,
આજે મેલીઘેલી,
ઓ પનિહારી પાતળી !

ઝૂકી લચેલ, સખી, આંબાની છાયમાં,
અગતા બપોર તણી સૂસવતી લાયમાં,
નેણાં નમાવી તારી કરમાયલ કાયમાં
ઊંડેરું આજ કવિ જોતો;
ઊંચેરું જરી જો તો,
ઓ પનિહારી પાતળી !

કોયલના રાગ કેરો જાગે અનુરાગ ના,
ખેતરની ગોરીના કંઠનો પ્રસાદ ના;
કવિને શો રસ કેરો આવડો પ્રમાદ આ?
તારા અવસાદમૌનગાને
ઝૂક્યો રસપાને,
ઓ પનિહારી પાતળી!

આજ ભલે તારી ના છલકાતી છાતડી,
છોને કુંઠાય તારી રમ્ય ગતિ વાંકડી,
તારો પથ છો આજે શેરી કો સાંકડી;
તારાં મૌને શમેલ રાગે
સાતે સ્વરે ય જાગે
આ હૈયું ઓ રાંકડી!
ગાજે અનેરા અવાજે,
ઓ પનિહારી પાતળી!

૫ : ૫ : ૪૫

: ૫ :

મધદરિયો મસ્તીમાં છોને ચકચૂર છે,

બંદર છો દૂર છે!

# દિલ હરામી

કોણ પુકારે રે,
ખૂણેખૂણ કોણ પુકારે રે ?
માંડ જંપ્યો મારો પ્રાણ
અજંપે કોણ ઉઠાડે રે ?
કટાણે કોણ ઉઠાડે રે ?

આજની રાત અમીર-આરામી;
જાળજંજાળ ! રહોને વિરામી !
કાલની કુંપળ ! આજ અટાણે
ફૂટે નકામી રે;
દઉં તને ઊગતી ડામી રે.

મોહન આ ગુલઝાર અંધારા,
સોહન સ્વપ્નના રમ્ય સિતારા
નીંદરને નભ રાજતા : ગાજતાં
વાદળ કાળાં રે,
અચિન્ત્યાં વાદળ કાળાં રે.

કાપતું કો આ વીજની ધારે,
જાગતું કો અંતર-અંધારે,

નાચતું તાંડવ રુદ્રના સારે
શું ય વિદારે રે?
અહીં આમ શું ય વિદારે રે?

બીકણું તો ય આ દિલ હરામી,
જાગતાં યે અતિ નીંદરકામી,
સોડ સંકોડતું, ઓઢણ ખેંચતું
હાય હરામી રે,
ઘેરાતું જાય હરામી રે!

૭ : ૧૦ : ૪૮

## ઓ રજની!

ઝંખા મને હતી ભારી,
ઓ રજની, ઝંખા હતી મને તારી.
તું ભલે આજ પધારી,
ઓ સજની, તું ભલે આજ પધારી.

કંઈક પ્રતાપ-પ્રભાવે અંજાયો,
ધોમધખારે હું કંઈક ગંજાયો,
વંટોળવાયરે યે ચકરાયો,
તો ય ન ક્યાં ય ધરાયો;
ઓ રજની, ઝંખા મને હતી તારી.
તું ભલે..........

સન્ધ્યાની રાગરસેલ અટારી,
તું ચડી શોભન અંગ સમારી,
મારી ફટોફટ ઊઘડી બારી,
ને રહ્યો સર્વ ઓવારી,
ઓ સજની, તું ભલે આજ પધારી.
ઝંખા મને.......

અગણિત આંખનાં અમૃત વરસી,
ચંદાની ધારે અમીમય પરસી,

મંદાકિનીનાં અતલ તલ દરસી,
તરસી છાતી દે તું ઠારી;
ઓ રજની, ઝંખા હતી મને તારી.
તું ભલે આજ પધારી,
ઓ સજની, તું ભલે આજ પધારી.

૨૫ : ૬ : ૪૮

# કેમ સૂની પડી?

સૂની પડી રે, રયણી, સૂની પડી,
રે કેમ સૂની પડી?

હૈયાનાં હજાર ગીત ગાતી સાંભળતી,
રેડતી અમૃતધારા હોળિયું જ્યાં જળતી,
મંદમંદ ધ્વનિ–ધારે અંતરે ઊછળતી
સૂની પડી રે, રયણી....

તારે ને મારે કેવી પુરાતન પ્રીત્યું!
જોઈ જોગવી, રયણી, અંતર-રીત્યું.
આજ ન જાણું તારે ઉર તે શું વીત્યું!
સૂની પડી રે, રયણી....

જાગ ઓ જોગણ જૂની! જોગી સામું જો રે!
ઊભો એ પ્રોવાવા એને લાખ નેણે પ્રો રે!
બાંધ ઓ! બંધાવું એને તારી એક દોરે!
સૂની પડી રે, રયણી....

ઓઢણ વાદળિયાં દે પળમાં ઉછાળી!
મૌન ગૂઢાં દે મંજુલ વેણમાં ઓગાળી!

ચાંદની રેલાવ જ્યાં આ જડતા છે ઢાળી !
સૂની પડી રે, રયણી....

સૂની પડી રે, રયણી, સૂની પડી,
રે કેમ સૂની પડી ?

૧૮ : ૧૦ : ૪૭

# નાચ ઓ! નાચ તું!

નાચ ઓ, નાચ તું, મોરલા મારા!
નાચણના અધિકાર,
તારા નાચણના અધિકાર!

ખોલને ખોલ, કલાપિ ઓ, તારા
રંગરસેલ ભંડાર,
તારા રંગરસેલ ભંડાર!

વાદળ ઢાલાં દેખતાં ગ્હેકતો ટ્હેકતો તું કૈં વાર;
ભર્યો ભર્યો આ મેઘ નિહાળી કેકાને ઉદ્ગાર,
તારી કેકાને ઉદ્ગાર!

ખોલને ખોલ દીધેલ ચપોચપ અંતરનાં તુજ દ્વાર;
છેડને છેડ છબીલા, છલોછલ નૂતન રાગ મલાર,
તારા નૂતન રાગ મલાર!

નાચ ઓ, નાચ તું, મોરલા મારા!
નાચણના અધિકાર,
તારા નાચણના અધિકાર!

ચોળને ચોળ, કશાપિ ઓ, તારા
રંગરસેલ ભંડાર,
તારાં રંગરસેલ ભંડાર!

૬ : ૮ : ૪૭

## આ રે આરે

આ રે આરે મારે રડવું ચોધારે,
એકલું અંધારે,
હૈયે ચંપાયું મારે અસહ ઓથારે.

ઊંડાં પાણીના ઓઘ ઊંચેરા ઊછળે;
વળી વળી કાયા જો આવી રે ગૂંછળે;
મનડું અમૂંઝાતું અદકેરું સૂરછે
સૂન પડ્યા સંસારે.

સામા કાંઠાના સાદ સુણતાં રે ઢૂંકડે
દીધા અવાજ સામા હૈડે અધૂકડે;
આદકી છળાવી ત્યાં તો દીધ કોક ભૂતડે
આજ ગાજી અંધકારે.

આ રે આરે મારે રડવું ચોધારે,
એકલું અંધારે,
હૈયે ચંપાયું મારે અસહ ઓથારે.

૨૧ : ૮ : ૪૬

ચોળને ચોળ, તથાપિ આ, તારા
રંગરંગેલ ભંડાર,
તારાં રંગરંગેલ ભંડાર!

૬ : ૮ : ૪૭

## આ રે આરે

આ રે આરે મારે રડવું ચોધારે,
એકલું અંધારે,
હૈયે ચંપાવું મારે અસહ ઓથારે.

ઊંડાં પાણીના ઓઘ ઊંચેરા ઊછળે;
વળી વળી કાયા જો આવી રે ગૂંછળે;
મનડું અમૂંઝાતું અદકેરું મૂરછે
સૂન પડ્યા સંસારે.

સામા કાંઠાના સાદ સુણતાં રે દૂકડે
દીધા અવાજ સામા હૈડે અધૂકડે;
અદકી છળાવી ત્યાં તો દીધ કોક ભૂતડે
આજ ગાજી અંધકારે.

આ રે આરે મારે રડવું ચોધારે,
એકલું અંધારે,
હૈયે ચંપાવું મારે અસહ ઓથારે.

૧ : ૮ : ૪૧

## ભલે રાત ચડી રે!

રાત ચડી રે કેવી રાત ચડી રે!
મુને બીચમારગ કેવી રાત નડી રે!
ગેબ ગગનના દેવાણા બધા ય, ને
ચોમેર વરસે અંધાર-ઝડી રે,
મુને ચોમેર વરસે અંધાર-ઝડી રે!

જડ રે વાદળ સૂનશોર ઢળ્યાં ને
ક્યાં યે ઝબૂકે ન વીજલડી રે,
ઝીણી ક્યાં યે ઝબૂકે ન વીજલડી રે;
ભર્યાં વનોમાં એકે ગૂંહેકે ન મોરલો,
ધીમું ડરાકે નહિ દાદુરડી રે,
ક્યાં યે ધીમું ડરાકે નહિ દાદુરડી રે!

એકલ ઊપડી અદીઠ પ્રવાસ હું,
હોશે હું સમ કે અભાગણી રે?
આજે હોશે હું સમ કે અભાગણી રે?
ધીરું ધીમું ત્યાં હૈયે હળવું કો બોલતું:
હોશે તું સમ કે સોભાગણી રે?
આજે હોશે તું સમ કે સોભાગણી રે?

ગોખ ગગનના દેખાણા બધા ય ને
ચોમેર વરસે અંધાર-ઝડી રે
તો યે બીજમારગ હું અભંગ ખડી રે!

રાત ચડી રે ભલે રાત ચડી રે,
મુને બીજમારગ ભલે રાત નડી રે!

૮ : ૧૧ : ૪૫

## યદિ આરો બનાવે

સાગરતલનાં મોતીએ ભંડાર ભરાવે,
કાંઠે પડ્યાં લાખ શંખલાં વા મારી પાસ વિણાવે;
વ્યોમે અકલાકલ વીથીએ સંચાર કરાવે,
ભૂંડીભૂખ બજારમાં વા તું ટેલ નંખાવે;
તારી અગોચર બંસીએ સુખસૂર બનાવે, ૫
વા શતદુઃખવરાળના ગોટે ગોટે ઉડાડે :
મારા મનોરથ કોટિને કણકણે ચુરાવે
તારા મનોરથચક્રનો યદિ આરો બનાવે.

૭ : ૧ : ૪૫

## સાગર નવીન જલસંગ્રામ !

સાગર જાગે તરંગતાન,
મારો પ્રાણ બને મસ્તાન !

મેઘમયી રજનીમાં મેં તો દીઠાં રે એંધાણ,
ઝણઝંતી વીજલનાં જ્યોસે ચમક્યાં જ્યારે બાણ:
મારાં જાગ્યાં રે ઓસાણ,
પોઢ્યાં જાગ્યાં રે ઓસાણ !

મોંઘેરાં અધવચ છાંડેલાં માંડ્યાં મેં પરિયાણ;
સાતશઢાળું સજ્જ નિહાળું બારે ઊભું વ્હાણ;
સાગર જાગે તરંગતાન,
મારો પ્રાણ બને મસ્તાન !

જમીં તણી મીઠી મહોબતને દિલભર આજ સલામ;
સાગરપારે સાદ પુકારે, અણુટળ એહ કલામ:
અંતર કશા હવે આરામ,
સાગર નવીન જલસંગ્રામ !

૮ : ૧૨ : ૪૪

## જીવે બળન્તી મારી આશ

ઘેરી અંતર ભરીને શી રાત!
એની કરવી ઝાઝેરી શી વાત?
પેલા વીજળિયા ચમકાર—
ઝબૂકી કાં રે આજ ન ઊઠે?

જાગ્યા મેઘ અષાઢિલા ચોપાસ,
સૂતી કોયલડી આંબલિયે આવાસ,
મારો મોરલિયો નાખતો નિસાસ:
કેમે રે એની પ્યાસ ન બૂઝે.

લોપ્યા તારલિયા કેરા રે ઉજાસ,
રોધ્યા દેવગંગાના યે પ્રવાસ,
તોડી રંગરચેલી નભપાજ:
ફોરાં યે કાં ના ફરક્યાં રે?

આ તો જીવે બળન્તી મારી આશ
અંધારમાંહે અગન વિના રે!

૪ : ૬ : ૪૩

# ઓ ફૂલડા!

વાડીના અમરતના ઓ ઉછેર!
    હસી હસી લ્હેર, ઓ ફૂલડા!
ધરતીની સાણ અંતર કેરી સેર
    સદા મનભેર, ઓ ફૂલડા!

વાડીના વેડણ વાયરા વાય,
    આડા આડા ધાય, ઓ ફૂલડા!
કંપતી તારી કુણેરી આ કાય,
    ઊંચી નીચી થાય, ઓ ફૂલડા!

વેડણ વાયરા આવે ને જાય,
    તું શેં અમૂંઝાય, ઓ ફૂલડા?
વાડી તો જીવતી કુંજાર કાય
    એની એ સહાય, ઓ ફૂલડા!

એનાં છાનાં અમી છલકાય,
    આંખે ન કળાય, ઓ ફૂલડા!
એ તો અંતરમાં વરતાય,
    ઊંડું જોવાય જો, ફૂલડા!

હૈયાના અમરતના ઓ ઉછેર !
હસી હસી લહેર, ઓ ફુલડાં !
માણી માણી અંતર કેરી સેર,
સદા મનોહર, ઓ ફુલડાં !

૨૨ : ૧૧ : ૪૪

# ચિર વિરહને અંતે

દિવસો પળિયા, કંઈ રાત વહી,
મનોમાળ ઘસાઈ તને ચિંતવી.
તારા સૂના આસનની પાસ મારી આંસુમાળ ગરી,
રે ઓ દીર્ઘ ઉપાસના મૂક વિના વરદાન રહી.

શ્રમભારથી પાંપણ ઢીલી થઈ
કરમાયલ પુષ્પના કેસરશી;
ચિરકાલ ઉવેખેલ નીંદરના
હલકોમલ અંક વિશે વિરમી:
ક્ષણ વાર ને અંતરબ્હાર વિચેતના કોક અહોહિલ જામી ગઈ.

અણુચિંતવી ત્યાં મધરાત સમે
મારા સ્વપ્નસાયર કેરા સંચલને
મારા પ્રાણની પૂરણકામ સોહાગણ લક્ષ્મી તું ઊઠી સાહસ સ્મિતે.

તારાં ઝાંઝરના ઝણકાર ઝણે,
તારાં કંકણના રણકાર રણે,
ચિરશૂન્ય મન્દિર કેરા ખૂણે ખૂણે
તારો નૂતન દૃષ્ટિસંચાર અભિનવ પ્રાણ સ્ફુરે.

ચિરકાલવિરહ કેરી વાત ભૂલી
ઊઠે આત્મ ખીલી શતપાંખલડી
પથરાવવા નિત્યસોહાગણ ઓ!
ધન્ય સર્વસ્વસમર્પણની આ ઘડી!
લાંબી લાંબી પ્રતીક્ષાનાં નીર મિલનકેરાં અશ્રુ બની
વહી રહેતાં બને વધુ ધન્ય મારી આજ આંખલડી.

૨૯ : ૧૨ : ૪૪

## ભક્ત અભાગી

પ્હેલાં, રાણી, મધરાતના લાખે દીપ ચેતાવ્યા;
મારાં અંતરબ્હારનાં તમ શાં વીજલાવ્યાં!

દૂર નજીકનાં લ્હેરતાં ઘેરતાં ગીત સુણાવ્યાં;
સૂતેલ મારા મૌનતારો કેવા રણઝણાવ્યા!

એ રે નવી નિત્યરમ્ય કૃપા કેરી ધાર અજસ્ર
દીધી કરી હવે બંધ? સુકોમળાં, શું બન્યાં વજ્ર?

કંઈ રે અગોચર ભોમમાં ગૂઢ વાસ છે કીધા?
આવાં, રાણી, રીસામણાં? મેં તો માન્યાં'તાં સીધાં.

આજ પૂનમ શી રાજતી વ્યોમભોમની રાણી!
આપણા મંગલ પર્વની પ્હેલી એ જ એંધાણી.

આભ પાતાળ દશે દિશે થાકું નજરું તાણી;
કેમે કળાતાં ઓ નથી, મારાં મૌનની વાણી!

જીવનવીથી જગાડતાં જાતાં વીજની પેરે;
અંતરમાં વળી ઊગતાં આશાબીજને ન્હેરે.

દીપ મારા ચેતાવતાં જ્યોતરૂપ જ થાતાં;
આજ સામું ન શેં ન્યાળતાં રે ઓ દીપ ઝંખાતાં?

ચિરકાલવિરહ કેરી વાત ભૂલી
ઊઠે આત્મ ખીલી શતપાંખલડી
પધરાવવા નિત્યસોહાગણ ઓ !
ધન્ય સર્વસ્વસમર્પણની આ ઘડી !

ઝાંખી ઝાંખી પ્રતીક્ષાનાં નીર મિલનકેરાં અશ્રુ બની
વહી રહેતાં બને વધુ ધન્ય મારી આજ આંખલડી.

૨૯ : ૧૨ : ૪૪

## [illegible] અભાગી

પ્હેલાં, રાણી, [illegible]તનાં લાખ દીપ ચેતાવ્યા;
સારાં અંતરકુંજનાં તમ શાં વીજલાવ્યાં!
દૂર નજીકનાં ફરતાં ઘેરતાં ગીત સુણાવ્યાં;
સૂતેલ મારા મૌનતારો કેવા રણઝણાવ્યા!
એ રે નવું નિત્યરમ્ય કૃપા કેરી ધાર અજસ્ર
દીધી કાં હવે બંધ? સુકોમળાં, શું બન્યાં વજ્ર?
કંઈ રે અગોચર ભોમમાં ગૂઢ વાસ છે કીધા?
આવાં, રાણી, રીસામણાં? મેં તો માન્યાં'તાં સીધાં.
આવ પૂનમ શી રાજતી વ્યોમભોમની રાણી!
આપણા મંગલ પર્વની પ્હેલી એ જ એંધાણી.
આભ પાતાળ દશે દિશે થાકું નજરું તાણી;
કેમે કળાતાં ઓ નથી, મારાં મૌનની વાણી!
જીવનવીથી જગાડતાં જાતાં વીજની પેરે;
અંતરમાં વળી ઊગતાં આશાબીજને ન્હેરે.
દીપ મારા ચેતાવતાં જ્યોતરૂપ જ થાતાં;
આજ સામું ન દે ન્યાળતાં રે ઓ દીપ ઝંખાતાં!

'રાણી! રાણી!' ઝંખતો ચૌદ લોક વિલોકું;
રાજા હું તમ ના ભલે; તમે રાણી નહીં શું?

આપ-પતાકા પ્રતાપની લોક લોકમાં લ્હેરે;
આપ-દુકાળ શું એકલા રંક ભક્તના ઘેરે?

એક અખંડ સંજીવની વ્હેતાં ગૂપત સેરે;
એનાં માદક સોણલાં મારો આતમ ઘેરે.

આજ આહ્લાદસંજીવની! જાગો અંતરબ્હારે!
ભક્ત અભાગી આ આપનો ઝૂરે મૌન-આગારે.

૨૭ : ૧૨ : ૪૪

## ડૂબે તો યે તારી!

સખિયું સંગાથે ફ્હાઉં રમહસ કીધી,
કોડિયું છીપોલિયું ખોળો ભરી લીધી,
મોં ભરી વાતું કરી આડીસાધી,
હૈયાચાવી કો'યે કો'ને ન દીધી.

સાંજ પડી, ને સપનાં રાતનાં લાવી;
સખિયું વેરાણી; મારી છાતિયું ભરાણી
છોળે ઊડન્તાં કો અવનવે પાણી;
આવી એકાંતું ર્‌હેલી ન્હોતી જાણી.

સાંજ પડી ને હોડિયું ઝપઝપ છૂટી;
આ રે કાંઠે હું એકલડી વિખૂટી;
સામે કાંઠે મારી અંતરણુટી;
વચ્ચે વ્હેતી નદી વેણીએ છુટ્ટી.

ઓ રે નદી, તારાં વસમાં શાં વારિ!
કાયા મારી આ ઘડી સુકુમારી;
સામા કાંઠાની મુને ચડતી ખુમારી,
ને આ ચાલી બધી હોડિયું હંકારી!

હોડિયું હંકારી તો યે કાયા-નાવ મારી,
જોને આ મેં વચલી નદીમાં ઉતારી !
સામે કાંઠે, રે સાથીઓ, ધીર રૂઠેલે ધારી:
હેમખેમ તારી, ડૂબે તો યે તારી !

૨૫ : ૧૨ : ૪૪

## સાદની સતાવણી

દૂર સાગર કેરા સાદ સતાવે રે,
મારી નિંદરાના સુખમ્હેલ ડગાવે રે,
સીંચી શાન્તિની ફૂલવેલ વિલાવે રે,
આખા માંડવડાને ઊભો જલાવે રે.

સોનામોલી મેં બાંધી લાખ લાખ પ્રીત્યું રે,
રૂપામોલી મેં રચી જીવનરીત્યું રે,
આ રે પડોશ, પેલી પડતી પછીતું રે:
રાખ કાખ જેવું બધું માહરું આ શું રે?

સાદ ઘન થાતા પેલા સપનાને ભાવે રે,
લાખ લાખ હાવે મુને જાણે સમજાવે રે:
"પ્રીત્યું, રીત્યું ને તારી પડોશપછીતું રે
ભૂંડા, એ તો જાતબાંધી જાણ નરી ભીંત્યું રે.

"તું રે સાગર કેરું પાણીનું બિન્દુ રે,
કોટિ કોટિ બિન્દુડાંનો આ હું બન્યો સિન્ધુ રે;
એ રે સિન્ધુમાં બિન્દુ બિન્દુ આગ ઊઠી રે,
તો ય તું દઢાવે ગણી લાખ તારી મૂઠી રે."

તો ય ના ડોકાતું ભીની આંખિયુંનું મુખડું;
સૂનો ભાસંત તારો ભરતેજ તાજ,
વ્હાલા, સૂનો ભાસંત તારો ભરતેજ તાજ.

લાખુંના લખેશરી! ઓ દાતાના દાનેશરી!
રાજ-અધિરાજ કેરા વડા ઓ મહારાજ!
મારા રાજ-અધિરાજ કેરા વડા ઓ મહારાજ!
દેવું ના દેવું તારે, ઝૂંટવી ન લેવું મારે,
બારીએ આવીને તારી નજરે નવાજ,
સુને બારીએ આવીને તારી નજરે નવાજ!

અદકી મ્હોલાત, કેવી અદકી મ્હોલાત!
ઝાંખે રે ઝૂરન્તી મારી નાનેરી જાત!

૨૭ : ૧૦ : ૪૫

## મારી નાવડી

આ રે મારી નાવડી અરબી તોખાર રે,
રે જી એને વાસાવિસામા પળવાર રે,
હો રે ઝાઝા સામેરાં પૂર કેરા માર રે,
રે હો એને રાતદિવસ સમકાળિયા હો જી!

તારક લાખ સમાવતી છાતી
નહી અમાસને વીંધતી ધાતી,
કૌતુકમૌનના કાંઠડા ન્હાતી,
અંતરપાત્ર છલાવતી જાતી;
ને આ મારી નાવડી અરબી તોખાર રે,
દીઠા એણે દીવડા ડુંગરધાર રે,
રે હો એણે રાતદિવસ સમભાવિયા હો જી!

ઝાંખતી દૂરના આરા ઓવારા,
ઓ આવે! ઓ આવે! શા રે ઉધારા!
આભ મલકતી નવલખ તારા
અંતર રેલતી તેજની ધારા;
ને આ મારી નાવડી આવે નવે વેગ રે,
એ તો જાણે વીંઝાતી તેજલ તેગ રે,
રે હો એણે સારાં ને સામાં સમસ્વાદિયાં હો જી!

૩ : ૧૧ : ૪૫

## એકલ મ્હેલ

ભરી રે દુનિયામાં દીઠો એકલ મ્હેલ,
એકલ મ્હેલ!
જુદી રે નજરુંએ દીઠો એકલ મ્હેલ!

ઈંટ ને ચૂનાનો વ્હાલાં, નથી રે રચેલ,
બારી બારણાંના એમાં નથી ખોટા ખેલ,
આડી ને અવળી એમાં નથી ઘાલમેલ:
એકલ મ્હેલ,
વ્હાલાં, એકલ મ્હેલ!

પાયાને તપાસનારાં પાયો ના પામેલ,
શિખરે જોનારી આંખે ચકરી ખાયેલ;
ભીતર ભાળંતાં મચી ઓર રેલછેલ,
ઓર રેલછેલ!
વ્હાલાં, એકલ મ્હેલ!

ભરી રે દુનિયામાં દીઠો એકલ મ્હેલ,
એકલ મ્હેલ!
જુદી રે નજરુંએ દીઠો એકલ મ્હેલ!

૯ : ૪ : ૪૬

## અજબ અગનરસ

અજબ અગનરસ પીધ
મેં હો અજબ અગનરસ પીધ.

કરમબોઈ વિષવેલની વાડી,
કંટક ઝાંખરજૂટની ઝાડી,
એકસામટી દીધ પ્રજાળી:
અજબ અગનરસ પીધ....

અગનઝાળ અમૃતનિર્ઝરતી,
અજબ રસન્તી અંતરધરતી,
અંતરતમથી પ્રબલ ઊછળતી:
પરમ પ્રસાદી લીધ....

અજબ અગનરસ પીધ
મેં હો અજબ અગનરસ પીધ.

૧૪ : ૯ : ૪૧

## ઝરમરિયા મેહ

ઝરમરિયા મેહ મીઠા ઝરમરિયા મેહ,
સીંચે શ્રાવણ ધીરા ઝરમરિયા મેહ.

ધરણીનું હૈયું લસે હરિયાળી પુલકે,
ફુલડાં ધરતીની ગૂઢ સૌરભથી છલકે,
અલવે રમન્ત લહર વાયુતણી મલકે.

હૈડે મારે ય, નાથ, ઝરમર તું એકદા,
સૂતી સુગંધને સ્ફુરાવ આ અનેકધા,
ફુલડાંના ભાવે એને દેને તું મ્હેકવા.

ફુલડાંના ભાવે, નાથ, દેને તું મ્હેકવા,
તારી કૃપાની લહર દેને કૈં ટેકવા,
ને સૌ મહેક સાથ ચરણે તુજ લેટવા.

ઝરમરિયા મેહ મીઠા ઝરમરિયા મેહ,
સીંચે શ્રાવણ ધીરા ઝરમરિયા મેહ.

૯ : ૯ : ૪૬

# મનડાની ચમક સવારી

એ જી મારા મનડાની ચમક સવારી રે,
એ જી મારા ચિતડાની ધમક સવારી.

ઊડી ખીણું એણે ખૂંદી વળોટી,
ઝરણાંની ધાર એણે પીધી પલોટી:
ક્ષણ ક્ષણ વાધી એની અદકી ખુમારી રે.

સાગરઘોડીલા એણે ઝાઝા રે પલાણ્યા,
આભનાં અંતર એણે લેખાંમાં ન આણ્યાં:
માની નિજ ઝાઝી એણે જાળી ને વિજાળી રે.

પાતાળપાણી જાણે પળમાં ઊલેચે;
ધરતી ઢેફલ એની ગિનતી શી લેખે?
સ્વરગ હાકલભેર આણે શું ઉતારી રે?

આંખું ઉઘાડી એણે પાંખું પલાણી,
વલોવ્યું વલોવ્યું એણે નકરું રે પાણી:
જાણ્યું નહિ કે આંધી રોધક રચાણી રે.

ઠામ ઠામ વિજયધ્વજાગરા રોપ્યા,
કીર્તિકળશ ઠેરઠેર વળી ઓપ્યા:
અમરપણાની એણે જાણે મ્હોર મારી રે.

દિવ્યાંજલિ

એ જ મારા મનડાની ચમક સખા છે,
એ જ મારા ચિતડાની ચમક સખી.

૨૩ : ૧૦ : ૫૧

## ઓ લ્હેરખડી !

આ દરિયાલાલની લ્હેરમાં, ઓ લ્હેરખડી !
તું હલકી મલકી કૈંક રે ઓ આંખલડી !

તેં મેઘધનુષના રંગને ઓ લ્હેરખડી !
ઊડી ઝાલ્યા વણુપંખ રે ઓ આંખલડી !

તેં પ્રોઈ વીજલ વેલને, ઓ લ્હેરખડી !
તું ઝીલી મેવલ હેલ રે ઓ આંખલડી !

તું રોપી ધરતીમાંહ્ય તોયે લ્હેરખડી !
વળી ઘૂમી આભપાતાળ રે ઓ આંખલડી !

તેં અંધારાં આલોચિયાં, ઓ લ્હેરખડી !
માણ્યા તેજભર્યાં રંગમોલ રે ઓ આંખલડી !

તેં જઈ ઝબોળી જાત, રે ઓ લ્હેરખડી !
રંગસરવર સાંજસવાર રે ઓ આંખલડી !

તુંને લાધ્યા અજબ હુલાસ રે ઓ લ્હેરખડી !
કદિ દાધી અગનની ઝાળ રે ઓ આંખલડી !

જોયું આવડું તો ય તું રાંક કાં ઓ લ્હેરખડી ?
તુંને કેમ વળન્તી ઝાંખ રે ઓ આંખલડી ?

ફરી ગજબ નાચ ને કૂદ તેં ઓ લ્હેરખડી!
તો ય ભાંગી નહિ શેં ભ્રાંત રે ઓ આંખલડી?

હવે સાંભળ જો બે વેણ મારાં, લ્હેરખડી!
વાળ માંડી ભ્રમણ દિનરેણ તારાં, આંખલડી!

કર દીઠને હવે અદીઠડાં, ઓ લ્હેરખડી!
ભર વણદીઠલને મીટ રે ઓ આંખલડી!

કર બંધ પોપચાં-દ્વાર રે ઓ લ્હેરખડી!
જરા અંતરમાંહ્ય ઉઘાડ જાત ઓ આંખલડી!

૨૨ : ૩ : ૪૭

# કયે રે નામે?

કયે રે નામે તે તમને કડવાં આ વેણ
પ્હોંચાડું? તમારું બહુરૂપિયું રે સેન.
તમે તો વિતાડી મારે હૈયે કાળી રેણ!

ફૂલડાં ગણીને તમને હૈડાશું ચાંપ્યાં,
ફૂડલાં જાણીને તમને કોટે રે થાપ્યાં;
ચંપાઈ થપાઈ તમે ફેરવ્યાં રે નેણ!

બન્ધુ રે બનીને તમે ઘર મારાં ચૂંથ્યાં,
હેતુ રે થઈને તમે ધન મારાં લૂટ્યાં,
મૂળગી દોલતને યે દેવા ઇચ્છયું દેન!

કૂજ્યે હસું હસું કરતાં રે દેખું.
મનડું તમારું શું આવડું અદેખું?
પ્રીત્યુંનાં અવળાં બધાં વાળી દીધાં વ્હેણ!

પોતીકાં ગણીને તમને ખમાખમા કીધાં,
માગતાં તમે ઓ કદિ યે લગરી ન બીધાં,
પાતાળ તમારાં પૂર્યાં જાય કોણે કેમ?

વિના રે ઇન્ધન આગ અદકી જલાવી,
દીધું રે કુંદન મારું સોંઘેરું તાવી;
હવેથી તમારું લીધું આકરું મેં નેમ!

કયે રે નામે તે તમને કડવાં આ વેણ
પ્હોંચાડું ? તમારું બહુરૂપિયું રે સેન.
તમે તો વિતાડી મારે હૈયે કાળી રેણ!

૨૬ : ૩ : ૪૭

# કોક સમે

કોક સમે તો આવજે રે,
હો કોક સમે તો આવજે રે!

મેઘલ પાંખે, વીજલ આંખે આભ મારાં ચમકાવજે રે,
ઠાલા ઠાલા મારા અંતરમેઘને ભરી ભરી છલકાવજે રે,
હો અમૃતથી બહેલાવજે રે!

દૂર વિદૂર વિહાર જો તારા—દૂર થકી જ ચેતાવજે રે
મુજ દીવડો કિરણ તાહરે રે;
અંધ જગતબજારમાં મુને હાટહાટે ન ભિખાવજે રે,
હો વાટવાટે ન વિહુલાવજે રે!

થીર હૈયા કેરાં હિમને ગાળી ગંગ-પ્રવાહ વહાવજે રે,
સો સો ધારે રેલતો છેલતો કોક સમે તો ઊછાળજે રે!
હો કોક સમે તો ઊછાળજે રે!

આભની પાર મુકામ જો તારા તો ય ભલા તું આવજે રે,
મેઘધનુના રંગીન પુલે નાજુક ચાલે ચાલજે રે,
હો નાજુક ચાલે આવજે રે!

ડગલે ડગલે દોજખ દીધાં તે મનમાં નવ લાવજે રે,
તું તો તારા જિન્નત-ગાને એક સમે તો જગાડજે રે,
મુને એક સમે તો જગાડજે રે!

આભ પાતાળ દિશાઓને આંબતો તું મારી નજરે ના'વજે રે,
ભલે તું મારી નજરે ના'વજે રે; ૨૦
મીટ મેં માંડી તારા ઉપર તે ઘડિયે ન ચુકાવજે રે,
હો તે ઘડિયે ન ચુકાવજે રે!
કોઉ સમે તો આવજે રે,
હો કોઉ સમે તો આવજે રે!

૧૪ : ૧૦ : ૪૦

# આ તીર ક્યાંથી?

આવ્યું આવ્યું ક્યાંથી કોનું તીર?
વેધાયું ચિતનું રે મારું માછલું.

તાતું તાતું નહિ રે આ તો તીર,
રુધિરે ના રંગાયું મારું માછલું.

તીખું તીખું નહિ રે આ તો તીર,
વેધ્યું તો ય ન મરિયું મારું માછલું.

આવ્યું રે ક્યાંથી અણધાર્યું તીર?
ચકરાતું ચેત્યું રે મારું માછલું.

આવું કેવું કોનું રે એ તીર?
સૂતેલું સળવળિયું મારું માછલું.

લાંબી લાંબી નીંદરડીનાં નીર:
તેમાંથી ઉતપતિયું રે આ માછલું.

વ્યાપ્યાં એને જામ્યાં રે ઘન શીત:
તે રે છૂટ્યાં એક જ કોના તીરથી?

ઊતર્યાં ઊતર્યાં ઝેર અરે એ તીર!
સંજીવન છલકન્તું શું આ માછલું!

છોને આવ્યું છૂપલડું એ તીર
નવ-અવતારે જો આ જાગ્યું માછલું !

તરવાં એને વસમાં ના જગનીર,
જાગેલાને ભરભર લ્હાવાં માણવું.

૬ : ૨ : ૪૧

## છેલ રે હો છેલ!

પ્યારા છેલ રે હો છેલ!
વ્હાલા, ગેલ રે હો ગેલ!
કાગજની કિસ્તીના માંડ્યા ખેલ,
રે હો છેલ!

ભીની રે રેતીના બાંધ્યા શા રે આ તે મ્હેલ?
માટીનાં સાન્યાં રે સાચાં મોર ને આ ઢેલ?
છેલા, ખેલ તે શા ખેલ!

વીણી વીણી છીપલાં તેં ખોળલે સંચેલ,
ઘેલા, અંતરે રાખેલ;
ખેલની ખુમારીમાં તું આવડો ભૂલેલ,
છેલા, આવડો ભૂલેલ?

તેં રે આ શું જોયાં વીરા, મુવાંને જીવેલ,
ઘેલા, મુવાંને જીવેલ?
શું રે તેં ગણ્યાં છે બધાં જિન્દાંને મુવેલ,
વીરા, જિન્દાં શું મુવેલ?

આવી રે કિતાબ ઊંધી ક્યાં રે તું ભણેલ,
છેલા, ક્યાં રે તું ભણેલ?

શું વા તું ભણેલી બધી કિતાબો ભૂલેલ,
ઘેલા, કિતાબો ભૂલેલ?

હું તો આ કિતાબી બડો જોઉં તારા ખેલ,
ઝાઝા જોઉં તારા ખેલ;
મસ્ત તું તો, તારી મોંઘી અંતરની રેલ,
વ્હાલા, અંતરની રેલ!

છોને હું ઊભેલ!
છેલા! તું તો તારે રેલ!
તારું જગ સાચું, મારું ખોટું છે બચેલ,
સાચે ખોટું છે બચેલ!

૧૫ : ૩ : ૪૧

## રે કો વત્સલ સ્પર્શ રમાડે?

મોંઘો અવનીના અંતરમાં પોઢ્યો પ્રાણ
રે કો ફૂલડાંમાં ફોરાવે?

સૂતું સાગરના હૈયામાંહિ અભિરામ
ચેતન લહર લહર લહરાવે,
રે કો લહર લહર લહરાવે?

દિનભર છાયેલો આકાશતણો સોહાગ
રજની ઉડુમુકુલે વિકસાવે,
રે કો રજનિહૃદય વિલસાવે?

ભર ભર ઘર ઘર હૃદય હૃદય અંધાર:
એ કો ચાંદનીમાં પલટાવે?
રે કો ચાંદનીએ ઉલટાવે?

ભાર્યો ભાર્યો જીવનમાં પરિતાપ:
એ કો અમરત વરસી ઠારે
રે હો અભિનવ રસભર ધારે?

રે હો મારાં અંતરનાં વેરાન:
તે કો કુંજસમાં મુકુલાવે?
રે હો સૌરભભર છલકાવે?

## ઓ આગિયા !

ચમકો ઓ આગિયા !
ચમકી બૂઝો તોયે ચમકો, ઓ આગિયા !

ઘેરા અંધાર ભલે જાયે ન તાગિયા,
જાયે ન તાગિયા;
નાનેરા તોય તમે તેજે સોહાગિયા,
ચમકો ઓ આગિયા !

જગ આં ગણે છોને તમને અભાગિયા,
તમને અભાગિયા;
કણ કણ છૂટા છૂટા તોય તેજરાગિયા,
ચમકો ઓ આગિયા !

ચમકો ઓ આગિયા !
ચમકી બૂઝો તોયે ચમકો, ઓ આગિયા !

૨૪ : ૫ : ૪૯

## બંદર છો દૂર છે!

અલ્લા બેલી, અલ્લા બેલી,
જાવું જરૂર છે,
બંદર છો દૂર છે!

બેલી તારો, બેલી તારો,
બેલી તારો તું જ છે,
બંદર છો દૂર છે!

ફંગોળે તોફાની તીખાતા વાયરા,
સૂંઝાયે અંતરના હોયે જે કાયરા;
તારા હૈયામાં જો સાચી સબૂર છે,
છોને એ દૂર છે!

આકાશી નૌકાને વીજ દેતી કાટકા,
તારી નૌકાને યે દેતી એ ઝાટકા;
મધદરિયો મસ્તીમાં છોને ચકચૂર છે;
બંદર છો દૂર છે!

આંખોના દીવા બુઝાવે આ રાતડી,
ધડકે ને થડકે જે છોટેરી છાતડી;
તારી છાતીમાં જુદેરું કો શૂર છે,
છોને એ દૂર છે!

# આસ્વાદ

[ શ્રી. બેટાઈની કવિતા બહુધા વિશદાર્થ અને તેથી એકંદરે સુગ્રાહ્ય છે. એને ટિપ્પણની જરૂર ન હોય. હોય તો કવિની ભાવસંપત્તિ અને કાવ્યકલાનો પરિચય કરાવવા પૂરતી જ. આ સંગ્રહની કવિતાના આસ્વાદને સહાયક બનવા કવિની મૈત્રીભરી માગણીથી લખાયેલા નીચેના વિવરણને આ દૃષ્ટિથી રહસ્યદર્શી, રસલક્ષી અને મિતાક્ષરી જ બનાવવાની નેમ રાખી છે. ]

**વિશેષાંજલિ :** શ્રી. બેટાઈનો આ ત્રીજો કાવ્યસંગ્રહ સાદું પણ અન્વર્થ નામ લઈને આવે છે. 'જ્યોતિરેખા' અને 'ઇન્દ્રધનુ' પછી આ ત્રીજી એટલે વિશેષ અંજલિ પોતે કાવ્યદેવીને સમર્પે છે એમ કવિને અભિપ્રેત છે એમ ગણવું. એમાં પોતાનો શક્તિવિશેષ ચમકાવી પોતે કોઈ વિશિષ્ટ સારસ્વત પ્રદાન કરી રહ્યા છે એવો પ્રગટ કે પ્રચ્છન્ન દાવો આ કવિની નમ્ર પ્રકૃતિ એને કરવા દે એમ નથી. સહૃદયોને એમાં ગુણવિશેષ દેખાય એ જુદી વાત.

**: ૧ :**

આ પહેલા વિભાગનાં કાવ્યો કવિની ભાવવિચારસૃષ્ટિનો ખ્યાલ આપી તેમની સંવેદનશીલતા અને જીવનવિમર્શન દ્વારા તેમના અંતરંગની ઠીક પિછાણ કરાવે એવાં છે. પ્રકૃતિ એમના ચિંતન માટે પ્રેરણા કે અવલંબન કેવી બને છે એ પણ અંદર જોવા મળે છે.

**૧. જાને હોંસે !** કવિને કોચવતા અનુભવનું કારણ રહેલું છે જલધિજલ ને પથ્થરો—સિંધુ અને જમીન—વચ્ચેના વિરોધમાં. એમાં વ્યંગ્ય શો હશે? 'ભાવના અને વાસ્તવ વચ્ચેનો વિરોધ' એવો જવાબ તરત હોઠે આવવા સંભવ છે, પણ છેલ્લા વિભાગનાં કાવ્યોના

પ્રકાશમાં આ વાંચતાં ‘સિંધુ’માં પરમ તત્ત્વનું અને ‘જમીંના પ્રવાસ’માં એ તત્ત્વના અભીપ્સુ જીવની એને થકવતી વ્યવહારસુખી જીવનયાત્રાનું સૂચન કળાશે. ૩–૮ પંક્તિઓમાં ‘ત્યારે’નું અને ૧–૨ તથા ૯–૧૨પંક્તિઓમાં ‘આજે’નું થતું વર્ણન સ્થિતિભેદનું કારુણ્ય કેવું પ્રગટ કરે છે! છેલ્લી બે પંક્તિમાં ચિત્તને એના અવસાદમાંથી ઊગરવાના માર્ગનું સૂચન છે. ખુશ્કી અને તરીના એટલે જમીન ને જળના પ્રવાસના માર્ગ તો જુદા છે જ, એમાંથી એક પસંદ કરી પછી ‘હોંસે’ તેમાં આગળ વધવું એ જ સમાધાનનો માર્ગ છે એવું વક્તવ્ય છે. આ તે કાંઈ ઉકેલ છે?—એવો પ્રશ્ન કેટલાકને થશે, પણ આથી બીજો કયો ઉકેલ કવિ બતાવી શકે એમ હતું?

‘સિંધુ’નો પ્રતીક તરીકે ઉપયોગ સંગ્રહના છેલ્લા (અને બીજા પણ) કાવ્યમાં છે. બેટાઈ—દ્વૈપાયન એટલે બેટમાં સમુદ્રને ખોળે જન્મેલા—ઊછરેલા માટે તે અસ્વાભાવિક ન ગણાય.

પંક્તિઓ ૨, ૩, ૪, ૬, ૭, ૧૦માં ‘આં’ ૬ ને ૧૧માં ‘અં’, ૧૧માં ‘ઉં’, ૧૨માં ‘ઈં’ અને ૧૧, ૧૨, ૧૪માં ‘એ’ની નાદલીલા તેમ જ કેટલેક સ્થળે આવી ગયેલી વર્ણાનુપ્રાસની અનાયાસ ચારુતા કાવ્યરસિકોનું ધ્યાન ખેંચશે.

**૨. જન્મની ફેરશિક્ષા** : પં. ૧–૩. જીવનયાત્રાના વસમાપણાનું રૂપકાત્મક નિરૂપણ. ૪. કલાથી. ભગવાન—નીલકંઠની અને મીરાંની કલાથી. ૬. જગતગુરુ—ઈશ્વરનું એક સુંદર સાર્થ વિશેષણ. સરખાવો, कृष्णं वंदे जगद्गुरुम् (ગીતા). અહીં દીક્ષા આપવાની વાત છે તે આ વિશેષણ સાથે બરાબર ભળે છે. ૭–૯. ‘કુટિલ વ્યવહાર’ ને ‘વૈષમ્ય’ વાળી ‘પથ્થરાળી ધરા’ જગતવ્યવહારનો ખ્યાલ આપે છે. એ જ પેલો આગલા કાવ્યવાળો ‘જમીંનો પ્રવાસ’. એ જો ‘હોંસે’ને સફળતાથી ખેડવાનો હોય તો આ સોનેટનાં બંને પટ્કોમાં વ્યક્ત થતી

અભિલાષા મુજબ ખેડવો કામતો; નહિતર તો જીવતર બનવાનું એક કારમી વેઠ કે જન્મની શિક્ષા જ. ૧૧. જીવનનો—જળ ને જિંદગી બેઉ અર્થમાં. પથ્થરાળી ધરામાં ઉપર કે ભીતરમાં વહેવા ને કંઈક ઉગાડી શકવાની અભિલાષા, અને એવી પોતાની સેવાની જાહેરાત કે લોકપિછાણની ને તેના ફલરૂપ લોકકદરની સ્પૃહાના અભાવનું સૂચન.

વાસ્તવ જગદ્વ્યવહારના જાણતલ કવિ નિરાશાવાદી નથી. છે તેવા જગતનો સ્વીકાર કરી તેને મીઠું બનાવી જવાનો જીવનકલા-કીમિયો તે બતાવે છે.

૩. કેડીની શોધમાં ફરી : 'ભમતાં ભમતાં અમને કેડી રે લાધી' એ કાવ્યના ગાયકનું જ આ કાવ્ય છે. ડુંગરો—'પથ્થરાળી ધરા', આગલા કાવ્યની. વિસામવા—થાક (વિસામો) ખાવા. હીરવી—લીલી-છમ. ૧૨. ગધાળવી પંક્તિ. અવગણીશ—છંદની જરૂર પ્રમાણે 'અવ્-ગણીશ' એમ ઉચ્ચારણ થશે. ૨૫–૫૫. એ પંક્તિઓમાં આલેખા-એલું સાંધ્ય વ્યોમની પ્રસન્ન શ્રીનું ચિત્ર એ શબ્દોને આધારે કલ્પના વડે પુનઃસર્જતા જઈને નિરાંતે આસ્વાદવા જેવું છે. મનોજ્ઞ—સુંદર. પ્રતીચી—પશ્ચિમ દિશા. ૪૦. શુક્રને પ્રતીચીના મંગલસૂત્રનો હીરો કહેવામાં રહેલી કવિતા જુઓ. આતૃપ્તિ—ધરવ થાય ત્યાં સુધી. મંગલદીપ—મંગળના ગ્રહ રૂપી દીવો. છડી—એકલી : 'ઘડી' સાથે પ્રાસ મેળવવા આ શબ્દ લાવવો પડ્યો છે. પ્રતીચી-ઉર-વ્યંજતી—પ્રતીચીના અંતરની શુભ્રતાનું સૂચન કરતી. શ્રાન્તિ—થાક. કણિકા—પેલી ૪૯–૫૩ માં ઉલ્લેખાયેલી તારકા—તારાકણી. ૪૭–૪૮ સાંની રમ્ય કલ્પના આકર્ષક છે.

પથ્થરિયાળ ડુંગરોમાં કેડીની શોધમાં ભમતા પાન્થને એ થાક્યો ત્યારે વ્યોમના તારકત્રયે નવોત્સાહ પ્રેર્યો. જીવનની વાસ્તવિકતાની કલાન્તિને પ્રકૃતિમૈયાના સૌંદર્યનું શરણસેવન નિવારે છે એમ કવિને

સૂચવવું છે? કે, આ તારકત્રયમાં સુંદર પ્રેરણાદાયી ભાવનાઓનું અથવા તો પ્રેરક નીવડે એવી ઉદાત્ત માનવવિભૂતિઓનું કવિ સૂચન કરવા માગે છે? સહૃદયો વિચારે.

એટાઈનો પ્રકૃતિસૌંદર્યનો રસ અને એ સૌંદર્યના નિરૂપણનું કૌશલ પોતાનો પરિચય આ કાવ્યમાં આપી દે છે.

**૪. આ તે મૃત્યુ?** આશા, ઉલ્લાસ ઇ૦ને ભસ્મ કરી નાખતી જગતની વર્તમાન (કાવ્ય લખાયું ઈ.સ. ૧૯૪૧માં, ત્યારની) પરિસ્થિતિથી સંવેદનશીલ કવિને થતી વેદનાને સાકાર કરતું સૉનેટ. ચેહ – ચિતા, યુદ્ધની – હિંસાની. ઇન્ધનો – બળતણનાં લાકડાં. ઉન્મથાટ – વલોવાટ, મંથન. નિયતિ – વિધિ. માનવી-આત્મઘાત – સાચી વાત, નિયતિકૃત એટલે કુદરતી નહિ પણ માણસની ભસ્માસુરી પ્રવૃત્તિનું જ આ પરિણામ છે. પરિસ્થિતિની કરુણતા છેલ્લી બે પંક્તિમાં ઘનીભૂત થાય છે.

**૫. જીવતા મોતનો જય!** કાવ્યનો સૂર ને વક્તવ્ય આગલા કાવ્ય જેવાં જ, જુઓ છેલ્લી પંક્તિ. આગલામાં ચિતાનું રૂપક યોજ્યું હતું, આમાં અમાવાસ્યા ને અરણ્યનું, એટલો ફેર. આ કાવ્ય કવિએ પોતાના કવિમિત્ર શ્રી. મનસુખલાલ ઝવેરીના દિવાળીની શુભેચ્છાના નીચેના કાવ્યના ઉત્તરરૂપે લખ્યું છે:—

અંધારે અટવાતી આ મુગ્ધ માનવતાતણી
અમાવાસ્યામહીં દીપો દ્યુતિ દિવ્ય પ્રદીપની.
સાંપડો દૃષ્ટિને એની, કેડી કલ્યાણદાયિની,
જગન્મંગલ પામો એ ભૂમિ પુણ્ય પ્રકાશની.
જ્યાં નિરભ્ર નિશામાંહી શરદિન્દુ તણી સુધા
ખિલવે જીવને એના સુહાગી સ્નેહપોયણાં.
ને કુરુક્ષેત્રના કાળા કોલાહલ શમી બધા,
ગુંજે માનવહૈયે જ્યાં સન્મંત્રો શાન્તિપર્વના.

શ્રી. ઝવેરીને ઉત્તર પહેલી દશ પંક્તિમાં આપ્યો છે અને પછી એનો ભાષ્યવિસ્તાર કર્યો છે. બંને કવિઓ વિશ્વયુદ્ધે સરજેલી પરિસ્થિતિને જગતની અમાવાસ્યા કહે છે એ નોંધપાત્ર છે. ૯. યુદ્ધ વિશ્વયુદ્ધ બન્યું હતું તેનો ઉલ્લેખ. ૧૨. મહાત્માઓ–Resist not evil કહેનારા ઈસુ ખ્રિસ્ત, અક્રોધથી ક્રોધને જીતવાનું કહેનારા બુદ્ધ જેવા, ૧૧–૧૬. સરખાવો, કવિ ન્હાનાલાલકૃત 'વિશ્વગીતા'માંની પૃથ્વીની ફરિયાદ–'આટઆટલા સૂરજ ઊગ્યા માનવલોકે, તો ય કેમ ન પ્રગટયાં અનસ્ત બ્રહ્મઅજવાળાં?' ૧૭. વક્ર પ્રવાસ–એમાં તો વેરથી જન્મતા વેરના દુશ્ચક્રમાં ઘાંચીના બળદની માફક ફર્યા જ કરવાનું રહે ને? ૧૭–૧૯. અસત્યને જોરશોરથી ફરી ફરી વણથાક્યે પોકાર્યા કરવાથી તે સત્ય તરીકે ખપે છે એવી તો 'કૌટિલ્યના કલાપ્રજ્ઞો'ના પ્રતિનિધિ જેવા હિટલરે ફિલસૂફી જ ન્હોતી પ્રતિપાદી, 'માઇન કામ્ફ'માં? અંબારીને–ઢગલા કરીને, ખડકીને. વિશ્વયુદ્ધની સરજત બનેલી જગતની પરિસ્થિતિ તો ખરી જ, પણ ભારતની રાજકીય પરિસ્થિતિ પણ કવિના મનમાં આ લખતી વેળા હોવાનો પૂરો સંભવ છે.

૬. **મૃત્યુમ્હોર્યું પ્રભાત**: આ અને પછીનું કાવ્ય પણ કવિ પાસે લખાવ્યું છે વિશ્વયુદ્ધે જ, પણ એ બંને લખાયાં છે યુદ્ધના આરંભકાળમાં. સંકુચિત રાષ્ટ્રવાદ, સામ્રાજ્યવાદ, વર્ગવિગ્રહ, દલિતશોષણ વગેરેએ માનવીની ને જગતની શી દુર્દશા કરી છે અને મુક્તિની આશા (સ્વપ્નસૃષ્ટિ)ને કેવી પીસી નાખી છે એનું ક્ષુબ્ધ કવિહૃદયે જે વેદનાપૂર્ણ વર્ણન કર્યું છે તે જુઓ. 'ભીતિબાયું', 'અંધનાશો' અને 'મૃત્યુમ્હોયું' એ ત્રણ શબ્દોનું ઔચિત્ય ને સાર્થકતા ધ્યાન ખેંચશે.

૭. **નિશાદર્શન**: જુહૂતીરની સંધ્યાના દર્શને જગતમાં યુદ્ધે જમા-

ગ્રાહી આલેખન). એ સંસ્કૃતિના ત્રણ દુર્ગુણ તે (૧) પ્રદેશનો લોભ, (૨) સંસ્થાનોવાળાં રાષ્ટ્રો પ્રત્યે સંસ્થાનહીન રાષ્ટ્રોની અદેખાઈ, અને (૩) અમે તો કાળી અને અલ્પસંસ્કૃત પ્રજાઓને સંસ્કૃત બનાવવા તેમનો કબજો લઈએ છીએ એવી ગુલબાંગોમાં વ્યક્ત થતો શાહીવાદી ગોરાં રાષ્ટ્રોનો દંભ. ૩૫–૩૬. જર્મનીનું ઓસ્ટ્રિયાભક્ષણ. ૩૮. સંધિ-વર્સાઈલની. પહેલા વિશ્વયુદ્ધનો અંત લાવનારી એ સંધિએ કિન્નાખોરીથી કરેલી જર્મનીની માનહાનિ અને દુર્દશાએ જ જર્મનોને વેરઝંખુ બનાવી બીજા વિશ્વયુદ્ધને નોતર્યું (૩૭–૪૦). ૪૨. પીંખાયા રાષ્ટ્રને–પોલાંડને. રીંછ–રશિયા. ૪૯. ઈસાઈ યુરોપનો ઈશદ્રોહ: એક જ પંક્તિમાં યુરોપના આચરણની સચોટ ટીકા. ૫૦–૫૭. સામ્રાજ્યલોભનાં પૂર્વપાપો વિસ્ફોટક માફક ફૂટી નીકળતાં પૃથ્વીની થયેલી દશાનું સચોટ રૂપકાત્મક વર્ણન. ૫૮–૬૩. બીજા વિશ્વયુદ્ધના આરંભે કવિવર રવીન્દ્રનાથે કાઢેલા ગંભીર હૃદયભેદક ઉદ્‌ગારનો ઉલ્લેખ. મહાકવિ–રવીન્દ્રનાથ ટાગોર. ઉદ્દ્ગિરે–ઉદ્‌ગારે. ૬૪–૭૦. આ પંક્તિઓ અવતરણ ચિહ્નોમાં છે તેથી તેને રવીન્દ્રનાથની વાણી માનવી નહિ. એ તો છે મિત્રરાજ્યોએ જે મોટી મોટી વાતો યુદ્ધના હેતુઓ માટે રૂપાળી વાણીમાં કરેલી તેનો સાર. એનો સંબંધ પંક્તિ ૭૧–૭૨ જોડે છે. ૭૩–૭૪. વેદનાછલકતો કવિનો પ્રશ્ન. ૭૫. 'મૃત્યુમેઘ' ઉપમાનની સાર્થકતા જુઓ. ૭૮. જલ, સ્થલ ને આકાશ એ ત્રણે યુદ્ધાંગણ ને તેથી મૃત્યુની લીલાભૂમિ બન્યાં છે. ૮૦. ખંડેરાયાં–'ખંડેર' પરથી કવિ-અધિકારે બનાવેલા ક્રિયાપદનું ભૂતકૃદંત. મૃત્યુદાઢે ચવાયાં–ગીતાના ૧૧મા અધ્યાયમાંના આવા વર્ણનથી પ્રેરાયેલો પ્રયોગ. ૮૧–૮૩. યુદ્ધમાં બિનલશ્કરી (civil population) પ્રજાના ઘાણનો ઉલ્લેખ. વિજ્ઞાનમદિરામત્ત ... આપઘાત છે? પંક્તિ ૪૯ની માફક યુદ્ધ પર લાઘવપૂર્ણ ટીકા. વિજ્ઞાનને

મદિરા કહેલ છે તે સામે વિજ્ઞાનપ્રેમીઓ વાંધો ઉઠાવશે, એમ કહીને કે યુદ્ધના જનસંહાર માટે દોષ વિજ્ઞાનનો નહિ પણ એનો એવો ઉપયોગ કરનાર માનવીના લોભ, વિજિગીષા, વેર ઈ. દુર્વૃત્તિઓનો જ છે અને તેથી માનવીની એ દુર્વૃત્તિઓ જ કહેવાય મદિરા. મર્કટી –મર્કટ–વાંદરા જેવો. સંભારો 'મર્કટ ને વળી મદિરા પીએ' એ આખાનું દૃષ્ટાંત. ૯૨. तद् दूरे...વાંચો. આ ઉપનિષદ્વાક્ય અહીં જગતમાં મંડાયેલા મહાભારત યુદ્ધ માટે કવિએ વાપર્યું છે. આ યુદ્ધ એવું છે જે દૂર છે તેટલું પાસે છે. (પાછળથી તો તે હિંદના બ્રહ્મી સીમાડા સુધી આવી પહોંચેલું ને પછી છેક ઇમ્ફાલ સુધી.) એની અસરો તો પૃથ્વીના ખૂણેખૂણા સુધી ફરી વળેલી છે. ૯૪. ઇંગ્લાંડનો ઉલ્લેખ ૯૬. મહારાષ્ટ્ર તે હિંદ. સ્વત્વ–સ્વરાજ્ય. અમિત્રનું ... પ્રબોધતો (૯૮–૧૦૩.) ગાંધીજીના એ કાળના વલણનો, અમિત્ર એવા અંગ્રેજોનું ય ભલું ઇચ્છતા એ સત્યાગ્રહી વીરની યુદ્ધકાર્યમાં અંગ્રેજ સરકારને સહકાર ન આપવાની હાકલ (પંક્તિ ૧૦૦) નો ઉલ્લેખ. ૧૦૪. 'અલ્પ' દેહલીદીપન્યાયે 'શાયર' તેમ 'અક્ષરે'-ને લાગુ પડે. ખેટાઈ જેવા સૌમ્ય નમ્ર આદમી પોતાને માટે 'રાષ્ટ્રનો શાયર' જેવી ગર્વોક્તિ ન ઉચ્ચારે એટલું તો એમને ઓળખનારા સૌ સમજશે. ૧૦૬. આ વિશ્વયુદ્ધના ધમસાણને અને તેણે જગત પર પાથરેલા નિશાંધકારને શોચતા કવિની ભારતની મુક્તિની ઝંખનાનું સુભગ દર્શન. ૧૦૭–૧૦૮. ૧૯૪૦ માં તો આ નિરાશાદર્શન સિવાય બીજું શું સ્વાભાવિક હતું કે કવિ કલ્યાણકારી (શિવંકર) પ્રભાતની આશા રાખી શકે?

કવિએ પ્રથમ આ કાવ્યનું નામ સંગ્રહને આપવા ધાર્યું હતું. બીજી રીતે પણ સંગ્રહમાં રાત્રિ અનેક સ્વરૂપે ચમકતી દેખાશે. નિશા જેવું કવિનું બીજું વ્યાપક ને પ્રિય પ્રતીક સિંધુનું પણ છે. જુઓ

પછીનાં બે કાવ્યો.

૮. **આત્મનિ સ્થિરો ભવ:** પોતાના તરંગ જેવા ચંચલ જીવને સંબોધન. પહેલી ચૌદ લીટીમાં ક્ષોભજનક આંતરબાહ્ય પરિસ્થિતિનું વર્ણન, અને ૧૫–૨૨ પંક્તિઓમાં अविभक्तं विभक्तेषु (ગીતા) એ તત્ત્વ અને સુસ્થિરા સર્વમંગલા એની જ્યોતિને જ સુનિર્મલા દૃષ્ટિથી શોધવાનું ઉદ્બોધન છે. નિગૂઢ–છૂપા. ગ્રાહ–મગર. પ્રવાદ–વાદ. ધૂલિમૂલ–ધૂળ (ધૂલિ) ના મૂલના. શોરતા–બૂમબરાડા પાડતા. કાર્ય ...અભેદતા–કાર્યાકાર્યનો વિવેક રહેતો નથી.

૯. **ઓ સમુદ્રદેવતા!** પહેલા કાવ્યના આદેશાનુસાર જલધિસફરે નીકળેલા જીવનો માર્ગ અવિઘ્ન નથી હોતો. આ સુગેય કાવ્યમાં સમુદ્રદેવતાને, એણે ધરેલા રુદ્ર રૂપને સંહરી લેવાની સુંદર પ્રાર્થના છે. કાવ્યનો વ્યંગ્ય સ્પષ્ટ છે. વિરુદ્ધતા–પ્રતિકૂળતા. ગ્રાસવૃત્તિ–ગળી જવાની સંહારક વૃત્તિ. ત્રીજી કડી लोकक्षयकृत् કાળભગવાન તરીકે શ્રીકૃષ્ણનું દર્શન કરતાં ક્ષુબ્ધભીત બનેલા પાર્થની વ્યાકુળ પ્રાર્થના –अदृष्टपूर्वं...जगन्निवास (ગીતા–અ. ૧૧) ની યાદ જગાડશે. તરી–હોડી.

૧૦. **ઓ ધરિત્રી!** આગલાં બેની જેમ આ કાવ્ય પણ પદ્યરચનાની દૃષ્ટિએ નોંધપાત્ર છે. એનો મુખ્ય ભાવ છે પશ્ચાત્તપ્ત જીવનું આત્મનિરીક્ષણ. ૧૧–૨૦. અવળી મતિ, ભ્રાન્તિ ને અકર્મણ્યતાને પ્રતાપે કોઈ શ્રેયસ્પંથે પળવાનો પુરુષાર્થ કરી ન શકાયાનો અફસોસ. ૨૧–૨૫. મા ધરતીએ વરસાવેલ કૃપાનું ઋણ અ-કાર્યથી અકર્મણ્યતાથી ન ફેડાયાનો અફસોસ. ૩૦. તને તો મારાથી ધન્ય ગણાવાય એવું કાંઈ નથી કર્યું, ખરું તો હું તારાથી ધન્ય છું, પણ અરેરે, એ ય તે મેં ક્યારે મોકળે દિલે સ્વીકાર્યું કે પ્રગટ કર્યું? અધનતા –કાર્પણ્ય, અછત, અધન્યતા.

**૧૧. ઘડી યે સાંભળે શાનું? ૧-૨.** અપ્તરંગી માનવ હૈયાની ભ્રમણલીલાનું વર્ણન. તિતિક્ષા-ધૈર્યપૂર્વક દ્વંદ્વોનું સહનતપન. પંક્તિ ૫ માંની 'રાખી રાગો દ્વેષને ત્યાગવાની' કલા પંક્તિ ૨૭-૨૮ માં પ્રબોધાય છે. રાગમાંથી જ દ્વેષ જન્મે છે-સંભારો ध्यायतो विषयान्पुंसः થી શરૂ થતા ગીતાના શ્લોક-માટે દ્વેષના ઉન્મૂલન માટે રાગત્યાગ જ રામબાણ ઇલાજ તરીકે સૂચવાય છે. પ્રેયો-મન ઇંદ્રિયોને જે પ્રિય લાગે છે તે ભૌતિક સુખો. એમાં લુબ્ધ ચિત્ત શ્રેયસ્ ભણી નજર કરે તો એ પંક્તિ ૧૯-૨૮ માં નિર્દિષ્ટ વીતરાગ મહાત્માઓનો બોધ કાને ધરે ને? 'સંતના શબ્દ સુણી કાં ન જાગે?' એ નરસૈયાની જ ફરિયાદ આપણા કવિને ય કરવાની છે. પાંચમા વિભાગનાં 'દિલ-હરામી' ને 'સાદની સતામણી' એ ગીતો વિશેષ ઉત્કટતાથી મનની અધ્યાસવિષય રસમાંથી નિવૃત્તિની આવી જ અનિચ્છા વ્યક્ત કરે છે.

**૧૨. માનવીની ભવાઈ:** લાયે-જવાળાએ. કંઠે-'કંઠે' વાંચો. વૈપરીત્યો-આડાં, વિરોધી, વર્તન. ભવાઈ-ભવ-વહી, કર્મકથા; નાટક. સરખાવો 'જન્મની ફેરશિક્ષા'ની ભાવના.

**૧૩. કરચ પણ નિ:શેષ કરજે : ૧-૫.** જીવનયાત્રાના પ્રવાસી કવિને જીવનપથનું લપસણાપણું અને પોતાનાં બાહ્યાન્તર કરણોની અદઢતા ખૂંચે છે, એથી તે પ્રભુની કને સ્થૈર્યનો નાનો શો કણ યાચે છે. દુરિત-પાપ. ૬-૯. રૂપક પ્રથમ દષ્ટિએ આકર્ષક લાગે છે તેટલું અર્થની દષ્ટિએ સુભગ નથી. ૧૪. ગીતોક્ત भास्वत् ज्ञानदीपની યાચના. ૧૫-૨૦. Resist not evil ને જીવનમાં ઉતારનાર જીવોનું હૃદય કેવું હોય તેનો પરિચય કરાવતી પંક્તિઓ. સમવિષમા-સીધા ને વાંકા, સરળ ને દુર્ગમ.

**૧૪. પૂછવું યે અનન્ત :** સંભારો ને સરખાવો, ન્હાનાલાલનાં

'ભેદનો પ્રશ્ન' અને 'પારકાં કેમ કીધાં' એ ગીત. જીવનમાં બાહ્ય દૃષ્ટિએ ભાસતાં વિસંવાદ અને કારુણ્ય જેના પ્રેરક છે એવા, વેદનશીલ આત્માઓના સનાતન અનુત્તર પ્રશ્નો અહીં સરળ ભાષામાં રજૂ થાય છે.

૧૫. ખરું લેખું : છેલ્લી ૭ લીટીમાં કાવ્યનો સાર છે. સુખદુઃખ અને સ્વપરના ભેદના સ્વીકાર–અસ્વીકારથી પર જવાનો, निर्द्वंद्व नित्य-सत्त्वस्थ ને દ્વંદ્વાતીત બનવાના ગીતાભાખ્યા બોધ જેવો ચિત્તને ઉપદેશ અહીં પદ્યબદ્ધ થયો છે. ઉશેટી–કાઢી નાખી. લેખાં–હિસાબ, ગણતરી. અંબાર–એનો ખરો અર્થ તો 'ઢગલો', પણ કવિ એને 'તેજનો અંબાર' એ અર્થમાં વાપરતા લાગે છે.

૧૬. આવો, આવો! રંગગંધી–રંગ ને સુગંધવાળું. ૨. હૈયાને ફૂલદાનનું રૂપક આપ્યું એ આકર્ષક છે. ઉઝેડાશું–ઉઝરડા વેઠીશું. રંગસુગંધની લહાણી કરનાર ગુલાબને કાંટા ય હોય છે. ગુલાબને માણવા કાં તો કાંટા ન વાગે એમ જાળવીને એને ચૂંટવાની કળા, અને એને અભાવે, કાંટાના ઉઝરડા ખમી લેવાની તૈયારી જોઈએ. કાંટાના ઉઝરડા તો ગુલાબની સુગંધના ઉપભોગ માટે ચૂકવવાની કિંમત છે. ગુલાબ જેવાં માનવીઓને હૈયામાં સ્થાન આપવા માગનારે તેમના હોય તે કાંટા–અને માનવી સર્વ ગુણોનું પૂતળું નથી હોતો, કંઈક વિલક્ષણતાઓ, અધૂરપો ને કોઈને વાગે એવા સ્વભાવ કે ટેવોના કાંટા ય એને હોય તો છે–વિના કચવાટે સહી લઈ તેમના આત્માનાં રંગસુગંધ માણવાની કળા સિદ્ધ કરવી રહીઃ આ છે કાવ્યનો વ્યંગ્યાર્થ.

૧૭. ૮...૬ ૮૬ : વિશ્વયુદ્ધને અનુલક્ષતાં કાવ્યો સિવાયનાં અત્યાર સુધીનાં કાવ્યો કવિહૃદયનો પરિચય આપનારાં હતાં. આ કાવ્યથી 'નીરકાવ્ય' સુધીનાં કાવ્યો પ્રકૃતિદર્શને કવિને થતાં સંવેદન કે

સ્ફુરતી વિચારમાળા વ્યક્ત કરનારાં છે. પંક્તિ ૧૧ માં ‘ ટ...ટક ’ને ઠેકાણે ‘ ટ...ક ટક ’ વાંચો. ૧૩–૨૦. મધરાતના બાહ્ય જગતનો અનુભવ. ૨૧–૩૨. એણે કરાવેલા આંતર અનુભવનું વર્ણન. એ અનુભવ માટે અસાધારણતાનો દાવો કવિનો નથી. પ્રવૃત્તિ–નિવૃત્તિ, નિદ્રા–જાગૃતિ, આનંદ–વિષાદ, જીવનવહન–વિરામનાં દ્વંદ્વ જેને લાગુ ન પડે એવી ચિત્તની અવસ્થાનું વિશદ આલેખન નોંધપાત્ર છે.

**૧૮. હૈયું વધ્યું :** આ પણ એવા જ એક બીજા અનુભવનું કાવ્ય. ચોપટ–ચારે બાજુ. સમષ્ટિ–સૃષ્ટિ. વિદ્યુતિ–પ્રકાશ. વિદ્રુતિ–સ્ફૂર્તિ, હલનચલન, વહન. યદૃચ્છા–મોજમાં આવે તેમ. ઝંકાર–ચેતનદાયી સંસ્પર્શ.

**૧૯. શ્રાવણી ઝરમર :** સૌંદર્યરસિક કવિના પ્રકૃતિપ્રેમનું કાવ્ય. ૧૦. પ્રેમસ્મૃતિમેઘ–માણેલા પ્રેમનાં અથવા પ્રેમપાત્રનાં સ્મરણરૂપી વાદળાં. ‘ ચિત્તવ્યોમ ’ તથા ‘ કવિ–આત્મમેઘ ’ એવાં જ સુભગ રૂપક. તડિદ્‌વિલાસ–વીજળીની ઝબકલીલા. ૧૮–૧૯. વર્ણવિન્યાસની ખૂબી. લ્હેરખડા–છોડ. અશુષ્કતા–જલાર્દ્રતા. ઝવેરા–નવાંકુર. છેલ્લી બે પંક્તિઓમાંના ‘ છતાં ’ ને ‘ નવ ’ શબ્દો સામસામા બે અર્થની શક્યતા ઊભી કરે છે, નહિ ? કવિને કયો અર્થ અભિપ્રેત છે તે જોવું અઘરું નથી.

**૨૦. ખીલે બાંધ્યાં :** ખીલે બંધાઈ એકધારું નીરસ જીવન ખેંચવું ને બદલામાં શાંતિ ને સલામતી મેળવવાં તેના કરતાં બિનસલામતી, સમવિષમ અનુભવો ને કપરી મુશ્કેલીઓનો સ્વાદ ચખાડનાર ખુલાશ–મુક્તિ અનેકગણી સારી, એ વક્તવ્યનું કાવ્યાત્મક આલેખન. પહેલી દસ લીટી તો જાણે ‘ યોગવાસિષ્ઠ ’ના વૈરાગ્યપ્રકરણના રામના ઉદ્‌ગાર ! એમાં વપરાયેલાં ‘ ચિન્તા–બગાઓ ’, ‘ જ્ઞાન–પુચ્છ ’ને ‘ માનવીચિત્તમાટી ’ એ રૂપકો વાચકોનું ધ્યાન ખેંચશે. મિશાલ–

પદ્ધતિ, રીત. ૧૦. બીજાના નિત્યશોષણના ભોગ બનવું. ગોઇ – કોઇ૫. છેલ્લી ત્રણ પંક્તિઓમાંનો સંકલ્પ કવિના આંતર મનની સાહસપ્રીતિ, કૌતુકરાગ અને મુક્તિવાંછનાનો, બીજા શબ્દોમાં એની ઝિંદાદિલીનો દ્યોતક. પંક્તિઓ ૧૪ ને ૨૫ માંની સ્વરવ્યંજનલીલા કવિના કાવ્ય-રચનાકૌશલની દ્યોતક.

૨૧. ચરણરજ તો...શીર્ષે? ત્રણે કડીમાં જીવનને જોવાની તથા ભોગવવાની ત્રણ દૃષ્ટિનું નિરૂપણ અને તેના પર કવિનું ભાષ્ય છે. કડી ૩ માં કાવ્યનું વક્તવ્ય છે. જીવન ને મૃત્યુના ભેદ જેની દૃષ્ટિ-માંથી વિગલિત થઈ ગયા છે, અત્ર તત્ર સર્વત્ર જે પરમ શાશ્વત તત્ત્વ જ વિલસી રહ્યું છે તેના જ એ ભિન્ન ભિન્ન આવિષ્કાર છે એમ જાણનારા તો જ્ઞાની મહાત્માઓ. એમની તો ચરણરજ માથે ચડાવવી ઘટે. ધાતુ – તત્ત્વ. ૧૪–૧૫. (सर्वं खल्विदं ब्रह्म અને तद् दूरे तद्वन्तिके જેવી) ઔપનિષદિક વાણીનો રણકાર.

૨૨. શાન્તિતીર્થ : લોનાવલાના Tower of silence ને જોઈ સ્ફુરેલું કાવ્ય. ૧–૧૬માં લોનાવલાની ડુંગરમાળામાંના પ્રભાતનું રમ્ય વર્ણન. પહેલી આઠ પંક્તિ પ્રથમ પંક્તિના કાવ્યાલેખનનો નમૂનો. ગૂઢ ચિત્રક – વિશ્વનો અદૃશ્ય પરમ ચિત્રકાર પરમાત્મા. અંધારભોંય – અંધકારનું ચિનદ્ગલક. મોહન – મનને મુગ્ધ કરનારી. ચિત્રલીલા – ભાતભાતના આકારોએ પૃથ્વી પર આલેખેલી ચિત્રાવલિ. ઉદ્ધારતો – અંધારવારિમાંથી બહાર કાઢી પ્રકાશમાં લાવતો. ૯. સુવર્ણ – (૧) સુવર્ણ, ખુલ્લા રંગ; (૨) સોનું. (સવારના તડકામાં ચળકતાં ઝાકળબિંદુથી અથવા તડકામાં પ્રકાશતાં લાલ ને સુવર્ણરંગી કુમળાં પત્રો ને ટશરોથી.) નિર્ઝરો – ઝરણાં. ઉજમ – (સાનંદ) ઉદ્યમ. મંજુ – કોમળ, મીઠા. ઘંટનિનદે – ગળે બાંધેલી ટોકરીઓના રણકારે (નિનદે – નિનાદે). તન્દ્રિલ – નિદ્રાના ઘેનવાળાં. કુટિલ – વાંકાચૂંકા. કાસાર –

સચોટતા દેખાશે 'એકાંત ઊભું ગતકાલ શોચતું' (૨૮) માં. ૨૯–૪૨. કિશોરોનાં ક્રીડા-મસ્તી-તોફાનનું સ્વભાવોક્તિમય વર્ણન. ૩૫. છાછર–છીછરાં. ૪૨. ઘટાવતા–યોજતા. ૨૧–૨૮ અને ૪૩–૪૪માં આજના બાલાપુરનું કરુણ સંવેદન જગાડતું ચિત્ર. એની ગત જાહોજલાલી આગળ વર્ણવાયેલ છે. કાવ્ય આ રીતે બાલાપુરના બારાનું 'ત્યારે અને હવે' બને છે. ૪૫–૪૯. હવે તો ભૂતને સ્મરણજલે સજીવ કરીને અને કલ્પનાને કામે લગાડીને ક્ષણવાર આનંદ માણવાનો કવિને રહ્યો. 'અદીઠું જહાજ' અને 'સુકાનીસાદ', વાચ્યાર્થથી આગળ જોવાની સવડ આપે એવા શબ્દો.

**૨૫. નીરકાવ્ય :** બોરીવલી પાસેની એક કમળતળાવડી જોઈને કવિને સ્ફુરેલું કાવ્ય. ૭–૮. સંગીતને કામદેવનું શસ્ત્ર ગણવાની કલ્પના નવી. ૯. પૃથુ–પહોળી. ૯–૧૦. તળાવડી માટે પૃથ્વીની અંજલિનું ઉપમાન આકર્ષક છે. ૧૧–૧૨. તળાવડી તટદ્રુમો અને આકાશનાં પ્રતિબિંબ દેખાડતી હતી. ૧૩. અંદર ઊગેલાં કમળ તે એ તળાવડીનાં નેત્રઃ અલંકાર, રૂપક. ૧૪. અંતરમાં કેવું સંવેદન જગાડી રહી! ૧૫. દ્વંદ્વ–યુગલ. ૨૦. સંસર્પતું–સર્પગતિથી સરકી જતું. ૨૨. કૌટિલ્ય દીક્ષાગુરુ શું–પોતાની વાંકીચૂકી જિહ્મ ગતિથી કુટિલતાની સૌને દીક્ષા આપે એવું. અંતશ્ચર–અંદર ચાલતું. ૨૫. સંલક્ષતો–જોતો. ૩૧. મારું મૌન વાણીમાં ઊભરાયું, નીચેની વિચાર-માળારૂપે. ૩૩. ગોચર થતા–પ્રગટ થતા. ૩૫. અમૃતે–આત્માના પ્રસન્નતાના એ અમૃતમાં. ૩૮. પંકિલ–કાદવ–કુટિલતાથી ભરેલું. ૩૯. હૈયું જો કમળની શોભાવાળું (પંકજશ્રીક) હોય તો માનવી ભલે પંકિલ રહ્યો. ૪૦. નીરકાવ્ય–નીરે સ્ફુરાવેલું કાવ્ય. ૪૧. એ નીરકાવ્ય માનવીના ઉરકાવ્યમાં વહેતા હું પૂર્ણમને ઊભો છું.

**૨૬. ભુલાયા ભેદ બેયના :** આ કાવ્ય કુટુંબભાવને લગતું કાવ્ય

હોઈ એક દૃષ્ટિએ તેનું સ્થાન બીજા વિભાગને છેડે વધુ ઉચિત હતું: કવિએ તેને પ્રસંગકાવ્ય લેખી અહીં મૂક્યું છે. ૧૦. ઝરમરતી—પાણી ઝરતી. ૧૩. પાદથંભ—પગનો થાંભલો. ૨૬. પ્રતિચ્છાયા—પ્રતિબિંબ. ૨૭. વૃદ્ધબાલ્ય—વૃદ્ધાવસ્થાનું બીજું બાળપણ: ઉચિત શબ્દપ્રયોગ. કાવ્યના પહેલા ખંડકમાં બાલિકાનું અને બીજામાં દાદીમાનું ચિત્ર છે, અને ત્રીજામાં કાવ્યનિરૂપિત પ્રસંગ પર ભાષ્ય જેવું કાવ્યનું વક્તવ્ય છે. બંનેના—બાળપણના ને બુઢ્ઢાપાના. એ ભેદ ભૂંસાઈ જઈ બંનેનું સમાન તત્ત્વ જે બાળપણનું, તેનું જ દર્શન થયું એમ તાત્પર્ય છે.

: ૨ :

આ વિભાગનાં કાવ્યોમાં કવનવિષય બને છે પ્રણય અને કવિની 'હૃદયજનો' પ્રત્યેની હૃદયભાવઝરણીઓ. સ્વસ્થ કવિનું મસ્તીરસિક સ્વરૂપ એમાંનાં કેટલાંકમાં દર્શન દે છે.

૧. **થવું ના જોઈએ!** જવાનીને મસ્તીભર્યું સંબોધન. જવાનીની 'આજ'ને મનભર માણી લેવાનો જીવનરસ કાવ્યમાં કેવો લલકાર ગજાવે છે! કમીના—ઊણપ.

૨. **ઓ ગુલબદન:** ભાવ, આગલા કાવ્યવાળો જ. ગુલ—ફૂલ. ગુલબદન—ફૂલ જેવી કાયાવાળી. ગુલાલી—લાલાશ, ગુલાલ પરથી. ચમન—બગીચા. બેઆબ—પાણી વિનાની. બેમૂલ—મૂલ વગરનું, અમૂલ્ય. ૧૫–૧૮. આ સુખસોહાગ, આ સુલતાની, ભલે એક ક્ષણજીવી સ્વપ્ન હોય તો ય કૃતાર્થતા એને માણી લેવામાં છે. એના ઉપભોગ વેળા ભૂતકાળનાં દુઃખદ સ્મરણો (ભડકા) ને ભાવિની આશંકાઓને નજીક ઢૂંકવા દેવાય જ નહિ. કાવ્યની બાની એમાંના ભાવને તેમ ગેયતાને અનુરૂપ છે એ દેખાશે.

સચોટતા દેખાશે 'એકાંત ઊભું ગતકાલ શોચતું' (૨૮)માં.
૨૯-૪૨. કિશોરોનાં ક્રીડા-મસ્તી-તોફાનનું સ્વભાવોક્તિભર્યું વર્ણન.
૩૫. છાછર-છીછરાં. ૪૨. ઘટાવતા-યોજતા. ૨૧-૨૮ અને ૪૩
-૪૪માં આજના બાલાપુરનું કરુણ સંવેદન જગાડતું ચિત્ર. એની
ગત જાહોજલાલી આગળ વર્ણવાયેલ છે. કાવ્ય આ રીતે બાલાપુરના
બારાનું 'ત્યારે અને હવે' બને છે. ૪૫-૪૯. હવે તો ભૂતને
સ્મરણજલે સજીવ કરીને અને કલ્પનાને કામે લગાડીને ક્ષણવાર
આનંદ માણવાનો કવિને રહ્યો. 'અદીઠું જહાજ' અને 'સુકાનીસાદ',
વાચ્યાર્થથી આગળ જોવાની સવડ આપે એવા શબ્દો.

**૨૫. નીરકાવ્ય :** બોરીવલી પાસેની એક કમળતળાવડી જોઈને કવિને સ્ફુરેલું કાવ્ય. ૭-૮. સંગીતને કામદેવનું શસ્ત્ર ગણવાની કલ્પના નવી. ૯. પૃથુ-પહોળી. ૯-૧૦. તળાવડી માટે પૃથ્વીની અંજલિનું ઉપમાન આકર્ષક છે. ૧૧-૧૨. તળાવડી તટદ્રુમો અને આકાશનાં પ્રતિબિંબ દેખાડતી હતી. ૧૩. અંદર ઊગેલાં કમળ તે એ તળાવડીનાં નેત્ર: અલંકાર, રૂપક. ૧૪. અંતરમાં કેવું સંવેદન જગાડી રહી! ૧૫. દ્વંદ્વ-યુગલ. ૨૦. સંસર્પતું-સર્પગતિથી સરકી જતું. ૨૨. કૌટિલ્ય દીક્ષાગુરુ શું-પોતાની વાંકીચૂકી જિહ્મ ગતિથી કુટિલતાની સૌને દીક્ષા આપે એવું. અંતશ્ચર-અંદર ચાલતું. ૨૫. સંલક્ષતો-જોતો. ૩૧. મારું મૌન વાણીમાં ઊભરાયું, નીચેની વિચાર-માળારૂપે. ૩૩. ગોચર થતા-પ્રગટ થતા. ૩૫. અમૃતે-આત્માના પ્રસન્નતાના એ અમૃતમાં. ૩૮. પંકિલ-કાદવ-કુટિલતાથી ભરેલું. ૩૯. હૈયું જો કમળની શોભાવાળું (પંકજશ્રીક) હોય તો માનવી ભલે પંકિલ રહ્યો. ૪૦. નીરકાવ્ય-નીરે સ્ફુરાવેલું કાવ્ય. ૪૨. એ નીરકાવ્ય માનવીના ઉરકાવ્યમાં વહેતા હું પૂર્ણમને ઊભો છું.

**૨૬. ભુલાયા ભેદ બેયના :** આ કાવ્ય કુટુંબભાવને લગતું કાવ્ય

હોઈ એક દૃષ્ટિએ તેનું સ્થાન બીજા વિભાગને છેડે વધુ ઉચિત હતું: કવિએ તેને પ્રસંગકાવ્ય લેખી અહીં મૂક્યું છે. ૧૦. ઝરમરતી–પાણી ઝરતી. ૧૩. પાદથંભ–પગનો થાંભલો. ૨૬. પ્રતિચ્છાયા–પ્રતિબિંબ. ૨૭. વૃદ્ધ બાલ્ય–વૃદ્ધાવસ્થાનું બીજું બાળપણ: ઉચિત શબ્દપ્રયોગ. કાવ્યના પહેલા ખંડકમાં બાલિકાનું અને બીજામાં દાદીમાનું ચિત્ર છે, અને ત્રીજામાં કાવ્યનિરૂપિત પ્રસંગ પર ભાષ્ય જેવું કાવ્યનું વક્તવ્ય છે. બંનેના–બાળપણના ને બુઢ્ઢાપાના. એ ભેદ ભૂંસાઈ જઈ બંનેનું સમાન તત્ત્વ જે બાળપણનું, તેનું જ દર્શન થયું એમ તાત્પર્ય છે.

## : ૨ :

આ વિભાગનાં કાવ્યોમાં કવનવિષય બને છે પ્રણય અને કવિની 'હૃદયજનો' પ્રત્યેની હૃદયભાવઝરણીઓ. સ્વસ્થ કવિનું મસ્તીરસિક સ્વરૂપ એમાંનાં કેટલાંકમાં દર્શન દે છે.

**૧. થવું ના જોઈએ!** જવાનીને મસ્તીભર્યું સંબોધન. જવાનીની 'આજ'ને મનભર માણી લેવાનો જીવનરસ કાવ્યમાં કેવો લલકાર ગજાવે છે! કમીના–ઊણપ.

**૨. ઓ ગુલબદન :** ભાવ, આગલા કાવ્યવાળો જ. ગુલ–ફૂલ. ગુલબદન–ફૂલ જેવી કાયાવાળી. ગુલાલી–લાલાશ, ગુલાલ પરથી. ચમન–બગીચા. બેઆબ–પાણી વિનાની. બેમૂલ–મૂલ વગરનું, અમૂલ્ય. ૧૫–૧૮. આ સુખસોહાગ, આ સુલતાની, ભલે એક ક્ષણજીવી સ્વપ્ન હોય તો ય કૃતાર્થતા એને માણી લેવામાં છે. એના ઉપભોગ વેળા ભૂતકાળનાં દુ:ખદ સ્મરણો (ભડકા)ને ભાવિની આશંકાઓને નજીક ઢૂંકવા દેવાય જ નહિ. કાવ્યની બાની એમાંના ભાવને તેમ ગેયતાને અનુરૂપ છે એ દેખાશે.

૭. **એક આલમ્બતન્તુ :** કડી ૩. એના–મૌનના. ઘાવ. તે અબોલાના. એકમેકને ઘા દઈને સામાના અબોલા બેઉએ ખમ્યા છે. ખમાવે–માફ કરવા કહે. કડી ૫. લગ્નયોગ ને પ્રીતિયોગનું સુંદર વર્ણન. એ યોગ આ ભવથી આગળ વધતો ભવોભવનો છે. સંભારો, નરસિંહરાવના 'અગ્નિહોત્ર' કાવ્યની છેલ્લી બે પંક્તિઓ. કડી ૬. બે હૈયાંના બન્ધનો એ આલંબતંતુ મળ્યો હોય તો લાધે પેલા અબોલાના મૌનને સ્થાને દિવ્ય સંગીતનું મૌન. પરસ્પરની નૈમિત્તિક પરુષતા કે કલહને સહ્ય બનાવી તેનું શમન કરાવી દે અને દાંપત્યને મધુર બનાવે એવી દૃષ્ટિ આ કાવ્ય નથી આપતું ?

૮. **અદીઠ સવારી :** ભાઈના અકાળ અવસાને દુઃખી સખીના સમાશ્વાસન સારુ રચાયેલી કૃતિ. અદીઠ સવારી – મૃત્યુની, જુઓ પંક્તિ ૧૭–૧૮. ૪. દામ્પત્ય–દ્વિજત્વ–દામ્પત્યને દ્વિજત્વ, નવો અવતાર કહી કવિએ એનું કેવું ગૌરવ કર્યું છે! ૧૧. પેલી–બંનેના હૃદય-પ્રવાહોના સંગમની ને ઉરની સમૃદ્ધિની. આ–મૃત્યુદર્શનની. ૧૯. સંમોહની–મૂર્છા (મોહ)માં નાખી દેનારી. ૨૧. રાજા–યમરાજ, મૃત્યુના દેવ. ૨૨. યમરાજા, એના દૂત કે એનો પાશ દેખાયો હોત તો તારી સાવિત્રીશક્તિએ સ્વજનને એની પાસેથી છોડાવ્યો હોત એમ સૂચન છે. સાવિત્રીશક્તિ–યમના પાશમાંથી પતિ સત્યવાનને છોડાવનાર સતી સાવિત્રીની સંજીવની શક્તિ. ૨૪. ઉલ્લાસવ્યાપાર–ઉમંગ. ૩૩. વૈપરીત્યે–ઊલટાપણાથી. ૪૧. જ્યોત્સ્નાશીલ–સખી કે એના હૈયાનું આ વિશેષણ નોંધપાત્ર. ૪૩–૪૬. આની પહેલાં બાલપુત્ર ને બાલપુત્રીનાં થયેલાં અવસાનનો સ્મરણોલ્લેખ. ગર્જનશૂન્ય સિંધુ–મૃત્યુ. સૌદામિની–વીજળી. વણનીર સાગર–એ પણ મૃત્યુનો. ૪૭–૫૨. મૃત્યુતત્ત્વનું વર્ણનઃ કર્તા 'કોઈ.' અદૃષ્ટકેતુ–જેનો ધ્વજ અદૃશ્ય છે એવું. અધૃષ્ય–જેનો સામનો થઈ ન શકે તેવું. ૫૩.

પરચો–પરિચય. પરચો પહેલ આ નહિ–આમ, મૃત્યુની અશક્ય શક્તિનો અભાવ પુત્રપુત્રીનાં અવસાન વેળા અગાઉ જોયો જ છે તેથી, તારા ભાઈનું મૃત્યુ એ કંઈ નવો પહેલી વારનો મૃત્યુનો અનુભવ નથી. ૬૦. જનનીએ વછોડેલો–બાળપણમાં નમાયો થયેલો. ૬૨. ઘાત–ઘા. ૬૬. દાઝેલ હૈયું–સારું. દાહ–તારો શોકદાહ. ૬૮. 'આશ્વાસશબ્દો' સમાસ તરીકે વાંચો. ૬૯. વિજંળું–સળગું. ૭૦. અનર્ગળ–મુક્તપણે. ખંડક ૬–૭માં રંક બની ગયેલા (જુઓ પંક્તિ ૬૪) જ્ઞાનનો સખીના શોકશમનાર્થે વિનિયોગ થયો છે. અનુશોચ–શોક. ૭૩. अशोच्यानन्वशोचस्त्वं...એ ગીતાવાણી સહૃદયોને અત્ર યાદ આવશે. ૭૫. 'બાહુચક્ર' રૂપક બહુ સુભગ નથી. ૭૯. સંભારો, जातस्य हि ध्रुवो मृत्युः (ગીતા). ૮૩. પિતાએ–પરમેશ્વરે. ૮૭. કુશંકા–ઉપરની બે પંક્તિઓમાં છે તે. અગહ્યું–મંગલ, પ્રશસ્ત. ૯૩–૯૪. સ્વજનના મૃત્યુના આઘાત માણસનું ધૈર્ય ખોવડાવે એ સ્વાભાવિક છે, પણ માણસ ધૈર્ય ગુમાવે તે વખતે તેણે શ્રદ્ધા ગુમાવવી નહિ જોઈએ એમ કવિને કહેવું છે: તેથી જ પત્નીને ૯૯–૧૦૨ પંક્તિઓમાંની સલાહ. ૯૯. અંતરઆગળો–ધૈર્યનો. નીર–આંસુનાં. ૧૦૩. કિશોર નચિકેતાએ યમદ્વારે જઈ યમ પાસેથી મેળવેલું મૃત્યુરહસ્ય અને આત્મતત્ત્વનું જ્ઞાન અત્ર ઉલ્લેખાયું છે. ૧૦૫–૧૧૨. જ્યાં બુદ્ધિ અને કલ્પના કુંઠિત થઈ જાય છે એવા આત્મ–બ્રહ્મ–તત્ત્વના દિશા અને કાળથી સ્વતંત્ર જ્યોતિનો ઉલ્લેખ. ૧૧૩. સુદર્શન=સુ+દર્શન, શુભ દર્શન. ૧૧૬. ઋતંભર–ઋત-સત્ય-માં પ્રતિષ્ઠિત, ઋતંભરા પ્રજ્ઞાથી જોઈ શકાય એવું. ૧૧૭–૧૨૦. એ અમૃત્યુ નિત્યત્વની સામે છે મૃત્યુ (વિમૃત્યુ), અંધારની મૂર્તિ સમું. અંધકાર (તમિસ્ર)ના અભેદ્ય ગઢ જેવા એ મૃત્યુમાંય મંગલા શુભંકરા જ્યોતિ છુપાયેલી છે (૧૨૧–૧૨૨). ૧૨૯–૧૩૦. સંભારો,